ગતિ પ્રકાશન તરફથી અનુવાદમાળાના પ્રથમ મણકા તરીકે ન હર્સીની વિખ્યાત પુસ્તિકા 'હિરોશિમા' પ્રગટ કરતા આનંદ થાય . પુસ્તિકાનું સાચું શ્રેય તો એમાં શબ્દે શબ્દે ધબકતો માનવતાનો ર-ધબકાર છે. અણુ-બૉમ્બની નૈતિકતા કે અનૈતિકતાનાં ટૂંપણાં પવા કરતા હર્સીએ તો માનવજાતને એના લાંબા ઇતિહાસમાં ંપડેલા સહુથી વધુ ગજબનાક અનુભવને જ માત્ર શબ્દદ્વારા સાક્ષાત્ રી બતાવ્યો છે. આ વાંચ્યા બાદ સાધારણ રીતે જ હરેક વાચકના નોદ્‌ગાર વૈજ્ઞાનિક આઈન્સ્ટાઇને પ્રગટ કરેલા વિચારોના પડઘા ાડતા થશે. એ પડઘો વિરાટ સ્વરૂપને જોતાં અર્જુનને વ્યાપેલા ભય જેવો કે માનવીના જીવનમાં આવી જતા સ્મશાનવૈરાગ્ય જેવો જ નનશે કે એથી કાંક વધુ થશે એ તો હજુ ભાવિના ગર્ભમાં છે.

ગતિ પ્રકાશને શરૂ કરેલી અનુવાદમાળાના બીજા મણકા તરીકે જ્યૉર્જ ઑરવેલનું 'ઍનિમલ ફાર્મ' આપવામા આવશે.



# હિરોશિમા

## મૂળ પ્રકાશકની નોંધ

૧૯૪૫ ના ઑગસ્ટની ૬ ઠ્ઠી તારીખે સોમવારે માનવ-ઇતિહાસમાં નવો યુગ બેઠો. અનેક રાષ્ટ્રોના વૈજ્ઞાનિકો—તેમાં જપાનીઓ પણ હતા—નાં વર્ષોના ઊંડાં સંશોધન અને પ્રયોગના કારણે અણુનાં આંતર-તત્ત્વોને સાંકળતાં બળો માનવઉપયોગ માટે હાથ કરી શકાયાં હતાં; અને આ દિવસે તેનો ઉપયોગ પણ માનવીએ કર્યો. અમેરિકન લશ્કરી સત્તા-વાળાઓના નિર્ણય પછી—એમ કહેવાય છે કે આની યોજના તૈયાર કરનાર ઘણા વૈજ્ઞાનિકોના વિરોધ છતાં—એક અણુબૉમ્બ હિરોશિમા પર ફેંકવામાં આવ્યો. સીધા જ પરિણામરૂપે ૬૦,૦૦૦ જેટલાં જપાની સ્ત્રી, પુરુષો અને બાળકો મરી ગયાં; ૧,૦૦,૦૦૦ ઘવાયાં; લગભગ એક આખા બંદરનો, ૨,૫૦,૦૦૦ની વસતીવાળા શહેરનો વાવાઝોડા કે આગના કારણે નાશ થઈ ગયો. પરોક્ષ પરિણામરૂપે થોડાક દિવસ પછી જપાને પરાજય કબૂલ્યો અને બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો.

કેટલાયે મહિનાઓ સુધી વાચકોને પ્રથમ અણુબૉમ્બે આણેલા વિનાશની વિગતો વિશે સાચા અને વિશ્વાસપાત્ર ખબરો ન મળ્યા. વિજ્ઞાને માનવીના હાથમાં મૂકેલ અદ્દભુત નવી શક્તિની સમજણ આપતા લાખો શબ્દો યુરોપ-અને અમેરિકામાં લખાતા હતા: નિસર્ગના રહસ્યની સૌથી

મહાન પ્રાપ્તિના પ્રયોગો અને સંશોધનોનાં વર્ણનો થતાં, અને નવા શસ્ત્રે પેદા કરેલ માનવીના ભાવિના પ્રશ્નો છેડાતા. અણુ-બૉમ્બના નીતિશાસ્ત્ર વિશે દલીલોની ઝડી ચાલી: અમેરિકાના આના પ્રયોગના ઇરાદાની અગાઉથી જપાનીઓને ખબર આપવી જોઈતી નહોતી? આવા ગંભીર પ્રયોગ અગાઉ જપાની પ્રજાને ચેતવણી આપવા અર્થે ઓછામાં ઓછું નુકસાન થાય તે રીતે કોઈ દૂરના સ્થળે દુશ્મન નિરીક્ષકોની હાજરીમાં પ્રથમ બૉમ્બ ફેંકવામાં આવ્યો હોત તો? પરન્તુ હિરોશિમાના લોકોના આ બૉમ્બ તરફના પ્રત્યાઘાતો વિશે અને તેમની લાગણી વિશે કશું જ લખાતું નહોતું, કારણકે તે વિશે કોઈ કશું જાણતું પણ નહોતું. જે જરાક લખાયું હતું તે નરી કલ્પના જ હતી.

૧૯૪૬ ના મેમાં 'ન્યુયૉર્કરે' હિરોશિમામાં સાચેસાચ શું બન્યું તે જોવા, આ વિનાશમાંથી ઊગરેલા માનવીઓની મુલાકાત લેવા, તેમણે શું જોયું, તેમને શું લાગ્યું, અને તેમણે શું વિચાર્યું તેના વર્ણનનો પ્રયાસ કરવા, તેમના શહેરના, ઘરના, જીવનના, મિત્રોના અને આશાઓના વિનાશે તેમને માટે શો અર્થ તારવ્યો હતો—ટૂંકમાં માનવીની યાતના અને આ યાતનાઓના પ્રત્યાઘાતના અર્થમાં બૉમ્બનું ખર્ચ કેટલું થયું તે તપાસવા 'એ બેલ ફૉર એડાનો'ના લેખક અને અખબારનવેશ જોન હર્સીને દૂર પૂર્વની મુલાકાતે મોકલ્યો. જાપાનમાં તે એક માસ રહ્યો અને તેણે માહિતી એકઠી કરી. કબ્જેદાર સત્તાવાળાઓ પાસેથી અલ્પ સહાય તેને મળી. બનાવના સાચા સાક્ષીઓ પાસેથી તેણે વાતો એકઠી કરી. તેના હેવાલનાં પાત્રો જીવંત

માનવીઓ છે—સમગ્રના પ્રતિરૂપો નથી. વાર્તા તેમની અદની વાર્તા છેઃ બની શકે ત્યાં સુધી તેમના જ શબ્દોમાં કહેવાઈ છે. ૧૯૪૬ના ઑગસ્ટની ૩૧મીએ હર્સીની વાર્તા પ્રગટ થઈ: પ્રથમ વાર જ 'ન્યુયૉર્કર'ની કારકિર્દીમાં એક ઉજાણી ચિત્રવાળા પરિચિત પૂંઠામાં—કારણકે આવાં પૂંઠાં અગાઉથી તૈયાર થઇ જાય છે—તેમાં કટાક્ષચિત્રો નહોતાં; કાર્ટૂનો, કલ્પનાકથાઓ કે કાવ્યો, ટુચકાઓ કે બજારનોંધો નહોતાં: હતી માત્ર જાહેરાતો અને હર્સીની ૩૦,૦૦૦ શબ્દોની વાર્તા.

વાર્તા હિરોશિમામાં જ્યારે બૉમ્બ પડ્યો ત્યારે હાજર એવા માનવીમાંનાં છ જણાંના અનુભવોની આસપાસ ગૂંથાઈ છે. તેમાંનું પ્રત્યેક જણ કોક ગેબી કારણસર આમાંથી સહેજસાજ ઇજા સાથે બચી શક્યું હતું. તેમાંનો એક રોમન કૅથોલિક પાદરી જર્મન હતોઃ બીજા પાંચ જપાનીઓ હતાઃ રેડક્રોસ ઇસ્પિતાલનો એક દાક્તર, બીજો ખાનગી પ્રૅક્ટીસ કરતો દાક્તર, ત્રીજી કાર્યાલયમાં કામ કરતી છોકરી, ચોથો પ્રોટેસ્ટંટ પાદરી, અને પાંચમી દરજીની પત્ની. બૉમ્બ પડયા પછી થોડા સમય સુધી શું થયું તેની કશી ખબર જ તેમાંથી કોઇને ન પડી. જૂના સુપરિચિત જીવનનો અંત આવ્યો છે, અને અપૂર્વ એવા કરૂણાંત નાટકનાં નિઃસહાય નાનાં પાત્રો થવાનું ભગવાને યા વિધાતાએ યાઁ અકસ્માતે અમારે માટે નિર્મ્યું છે તેવો ખ્યાલ પણ તેમને ભાગ્યે આવ્યો. લગભગ તમામ પરિચિત જગતનો વિધ્વંસ કરનાર આપત્તિની વિશાળતાનો ખ્યાલ તેમને ધીરેધીરે આવ્યો.

જીવન પર અસર પાડનાર આ કલાકો અને દિવસો

દરમ્યાન આ છ જણાને ભોમ્એ શું કર્યું તે વિશે હર્સીની વાર્તા આપણને કહે છે. અને છતાંય તેનું વર્ણન વાસ્તવદર્શી છે. વાર્તા લખાઈ છે, તેમાં ધીરગંભીરતા છે. તેમાં 'હાઓનો ઢગલો' કરવાનો જરાય પ્રયાસ નથી—કેટલીકવાર તો શબ્દોની કરકસરમાં રજૂઆત ઉષ્માવિહીન લાગે છે. છ સામાન્ય સ્ત્રીપુરુષોને આ સમયે અને પાછળથી 'આવું આવું' લાગ્યું હતું—એટલું જ.

'ન્યુયોર્કર'નો મૂળ આશય વાર્તાને હપ્તે હપ્તે પ્રગટ કરવાનો હતો. પરન્તુ એક પ્રેરણાત્મક પળે છાપાના તંત્રીઓને લાગ્યું કે વાર્તા સળંગ સ્વરૂપમાં જ પ્રસિદ્ધ થવી જોઈએ અને તેથી હર્સીના અદ્ભુત આલેખનને એક આખો અંક મળ્યો પૂરા. દશ દિવસ સુધી હર્સીએ ઊંધું ઘાલીને લખ્યે રાખ્યું: વાર્તા સમારી અને કટકે કટકે છાપખાનાને સુપ્રત કરી. 'ન્યુયોર્કર'ના કાર્યાલયમાંથી જરા જેટલી ગંધ પણ બહારની દુનિયાને આવવા ન પામી. ઑગસ્ટની ૩૧મીએ હરહંમેશના દેખાવમાં આ ઐતિહાસિક અંક પ્રગટ થયો. અમેરિકાના અખબારઇતિહાસમાં પ્રથમ પંક્તિની સનસનાટી વ્યાપી ગઈ. પ્રકાશનના થોડાક જ કલાકમાં આખો અંક વેચાઈ ગયો. અન્ય ન્યુયોર્ક 'હેરલ્ડ', 'ટ્રીબ્યુન', વૉશિંગ્ટન 'પોસ્ટ', શિકાગો 'સન', બોસ્ટન 'ગ્લોબ' જેવા અમેરિકી અખબારોએ તેને હપ્તામાં પ્રગટ કરવાની માંગણી કરી, તેનો સંક્ષિપ્ત સાર—હર્સીએ મંજૂર રાખ્યા પછી—અમેરિકન બ્રોડકાસ્ટીંગ કંપનીએ ચાર હપ્તામાં બ્રોડકાસ્ટ કર્યો. અમેરિકાના પ્રયાસ પછી જેટલાં છાપાંએ વાર્તાને હપ્તામાં પ્રગટ

કરવાના અધિકાર મેળવ્યા. તેની રકમ હર્સીએ અમેરિકન રેડક્રોસમાં આપી દીધી. આલ્બર્ટ આઈન્સ્ટાઈને 'ન્યુયોર્કર'ની હજાર નકલો લીધી. લેખક પાસેથી નાટકમાં રૂપાંતર કરવાની મંજૂરી મંગાઈ—જો કે લેખકે તેનો ઇન્કાર કર્યો. બ્રિટિશ અખબારો અને પ્રેસ સિંડીકેટોએ તેના પુનઃમુદ્રણ માટે તારો કર્યા. પરન્તુ 'ન્યુયોર્કર'ની કારોબારીએ તેને સંક્ષિપ્ત કરવા દેવાની ના પાડી. બ્રિટનમાં કાગળની માપબંધીના કારણે સંપૂર્ણ અખબારી પ્રકાશન તો અવ્યવહારુ હતું. અમેરિકામાં પુસ્તકપ્રકાશનના અધિકારો આલ્ફ્રેડ નોફ્ને મળ્યા; અમેરિકન બુક ઑફ ધી મન્થ કલબે તેને 'વધારા'ના પ્રકાશન તરીકે પસંદ કરી. બી. બી. સી.એ પોતાના ત્રીજા કાર્યક્રમ તરીકે તેને ચાર સંપૂર્ણ ભાગમાં બ્રોડકાસ્ટ કરવાની પરવાનગી મેળવી. હર્સીની વાર્તાએ ગ્રેટબ્રિટનમાં સંપૂર્ણ પ્રસિદ્ધિ મેળવવી જોઇએ તેવી માન્યતાથી પ્રેરાઈ પેંગ્વીને તેને પુસ્તકાકારે પ્રગટ કરવાની પરવાનગી આલ્ફ્રેડ નોફ્ પાસેથી મેળવી. તેની ૨,૫૦,૦૦૦ નકલો સાથેની અંગ્રેજી પ્રત—અંગ્રેજી જોડણીની પરંપરા જાળવીને—પ્રગટ કરવામાં આવી.

અણુબૉમ્બ કેવીરીતે કાર્ય કરે છે તેના ઘણા અહેવાલો પ્રગટ થયા છે. પરન્તુ અહીંયાં પ્રથમવાર જ વિજ્ઞાનના વિજયોનું, આંટીઘૂંટીવાળા યંત્રોનું, નવાં તત્ત્વો અને ગાણિતિક નિયમોનું વર્ણન નહિ, પરન્તુ જગતના સૌથી ભયાનક અનુભવો વેઠેલા અને તેમાંથી ઊગરેલા માનવીઓની નજરે આ બૉમ્બ શું કરે છે તેનું વર્ણન રજૂ થાય છે.

૧૯૪૫ ની ૬ઠ્ઠી ઑગસ્ટે જપાની સમયના સવારે બરોબર સવાઆઠ વાગે જ્યારે હિરોશિમા પર અણુબૉમ્બ ચમક્યો ત્યારે ઇસ્ટ એશિયા ટીન વર્કસના અંગત ખાતાની કારકુન મિસ ટોશિકો સસાકી કાર્યાલયમાં પોતાની ખુરશીએ હમણાં જ બેઠી હતી અને સમીપની છોકરી સાથે વાત કરવા માથું ફેરવતી હતી. એ જ ક્ષણે હિરોશિમાને વહેંચતી સાત સરિતાઓમાંની એકને કિનારે આવેલા ખાનગી દવાખાનાના ચ્વેશમાં ડૉ. મસાકાઝુ ફુજી 'ઓસાકા અસાહી' વાંચવાની તૈયારી કરતા હતા. દરજીની વહુ મિસિસ હાત્સુયો નાકામુરા વિમાની બૉમ્બમારામાંથી ઊગરવા માટે યોજાયેલ આગ-રક્ષણ ગલીના રસ્તા આડે આવેલ મકાનને તોડતા પડોશીને જોતી રસોડાની બારીએ ઊભી હતી. સોસાયટી ઑફ જીસસના પાદરી ફાધર વિલ્હેમ ક્લીનસોર્જ ત્રણ માળવાળા મકાનના છેલ્લે મજલે 'સ્ટીમન દર ઝીટ' નામનું ધાર્મિક ચોપાનિયું વાંચતા, અંગરખું પહેરી ખાટલા પર આડા પડ્યા હતા. શહેરના આધુનિક ઢબના વિશાળ રેડક્રૉસ દવાખાનાના સર્જીકલ સ્ટાફના જુવાન સભ્ય ડૉ. ટેરુફુમી સસાકી ઇસ્પિતાલના એક ઝરુખે વાસરમેન[૧] પરીક્ષા માટે હાથમાં લોહીનો નમૂનો લઈ ધૂમતા હતા. અને હિરોશિમા મેથોડીસ્ટ ચર્ચના પાદરી રેવ મિ કિયોશી ટેનીમોટો શહેરના

પશ્ચિમ પરા કોઈમાં આવેલા એક પૈસાદારના ઘરના દરવાજે ઊભા હતા અને હિરોશિમા પર બી ૨૯[૨]ના વિશાળ હુમલાનો જે ભય હતો તેમાથી બચાવી લેવા ધારેલી વસ્તુઓની ગાડી ખાલી કરવાની તજવીજમાં હતા. લાખ માણસો અણુ-બોમ્બનો ભોગ બન્યા અને આ છ તેમાંથી બચ્યાં! બીજા મૂઆ ત્યારે અમે પોતે શી રીતે જીવ્યાં તેની નવાઈ તેમને આજે પણ લાગે છે. પ્રત્યેક જણ ઉગારનાર અકસ્માતની વિગતો યા ઇચ્છાનિર્ણયો તરીકે, સમયસૂચક એકાદું પગલું, અંદર ચાલ્યા જવાનો નિર્ણય, એકને બદલે હાથમા આવેલી બીજી ગાડી વગેરેને કુદીબધ ગણે છે. અને આજે પ્રત્યેક જણ જાણે છે કે સજીવનના કાળમા ડઝન જેટલા જીવન જિવાયાં હતાં અને વિચારમાં પણ ન આવે તેટલી વાર મૃત્યુનાં દર્શન થયાં હતાં. તે સમયે તો કોઈ જ કશું જાણતું નહોતું.

રેવ. મિ ટેનીમોટો તે દિવસે સવારે પાચ વાગે ઊઠયા હતા પાદરીઘરમા તે એકલા જ હતા કારણકે તેમના પત્ની એક વર્ષના બાળક સાથે ઉત્તરમા આવેલા ચુશિડા પરામાં એક મિત્રને ત્યા થોડાક દિવસથી ગયા હતા જાપાનના મહત્ત્વના શહેરોમા કિયોટો અને હિરોશિમાની બી–આને[૩] યા તો જપાનીઓ અદબ અને અપ્રિય પરિચયના મેળ રૂપે મિ બી કહેતા તે બી ૨૯એ સંપૂર્ણ તાકાત સાથે મુલાકાત લીધી નહોતી, અને બધા પડોશીઓ અને મિત્રોની માફક મિ ટેનીમોટો ચિતાતુર હતા તેમણે કુરે, ઈવાકુની, ટોકુયામા વગેરે નજીકના શહેરો પર થયેલા હુમલાઓના વિગતવાર અહેવાલ ચિતાતુર થઈ સાંભળ્યા હતા હિરો-

શિમાનો વારો આવશે તે વિશે તેમને ખાતરી હતી. અઠવાડિયાં થયાં લગભગ રોજ રાત્રે હિરોશિમાને ચેતવણી મળતી. કારણકે તે વેળાએ હિરોશિમાના ઈશાન ખૂણે આવેલ લેક બીવાનો, બી-૨૯ વિમાનો પ્રણય-સ્થળ તરીકે ઉપયોગ કરતાં હતાં અને ગમે તે શહેર પર અમેરિકનો હુમલો કરવાનું યોજતા. આ હવાઈ-કિલ્લાઓ હિરોશિમાના કિનારાને અડીને જ જતા. ચેતવણીના પુનરુચ્ચારણો તથા હિરોશિમા અંગેના મિ. બી-ના ચાલુ સંયમે નાગરિકોને અકળાવ્યા હતા. એવી અફવા પણ ચાલુ થઈ હતી કે અમેરિકનોએ શહેર માટે ખાસ કાંઈક અનામત રાખ્યું છે.

મિ. ટેનીમોટો ઠીંગણા માણસ છે—બોલવામાં, હસવામાં, રડવામાં ઝડપી છે. તે લાંબા કાળા વાળ વચમાંથી ઓળે છે; ભ્રમર ઉપરના હાડકાનું ઊપસવું અને મૂછ, મોં તથા હડપચીની લઘુતા તેમને વિચિત્ર વૃદ્ધ-જુવાન, બાલિશ છતાં સુજ્ઞ, નિર્બળ છતાં તેજીલી નજર અર્પતાં હતાં. તે ફરે છે ઝડપથી અને અકળાયેલા-મૂંઝાયેલા છતાં પોતે સાવધાન અને વિચારશીલ વ્યક્તિ છે તેવો ખ્યાલ આપતો સંયમ જાળવે છે. બોમ્બ પડયો તે અગાઉના અસ્વસ્થ દિવસોમાં આ ગુણોનું દર્શન તેમણે કરાવ્યું હતું. પત્ની ચુશિડામાં દિવસો ગુજારતાં હતાં, તે ઉપરાંત મિ. ટેનીમોટો નગરાગાવાની ગીચ વસતીમાં આવેલા દેવળમાંથી લઈ જઈ શકાય તેટલી વસ્તુઓ શહેરની મધ્યથી બે માઈલ દૂર આવેલા કોયમાં બનાવટી રેશમના એક કારખાનેદારના ઘરમાં ખસેડતા હતા. આ કારખાનેદાર કોઇ

મિ. મત્સુઈએ સંભવિત હુમલાસ્થળથી સલામત અંતરે આવી શકે તેવા હેતુથી આજ સુધી નહિ વસાવાયેલી પોતાની જાગીર, મિત્રો તથા પરિચિતો માટે ખુલ્લી મૂકી હતી. મિ. ટેનીમોટોને ખુરશીઓ, પ્રાર્થનાપોથીઓ, બાઈબલો, પ્રાર્થનામેજ, દેવળના ચોપડા વગેરે હાથગાડી દ્વારા લાવતાં જરા યે મુશ્કેલી નહોતી. પરન્તુ મોટો પિઆનો તથા વિશાળ મેજ ( organ console ) માટે મદદની આવશ્યકતા હતી આગલા દિવસે મત્સુઓ નામના મિત્રે પિયાનો કાઢવામાં મદદ કરી હતી; બદલામાં આજે મત્સુઓને તેની છોકરીનો સામાન ખસેડવામાં મદદ કરવાનું તેણે વચન આપ્યું હતું. માટે આટલા વહેલા તે ઊઠયા હતા.

મિ. ટેનીમોટોએ નાસ્તો હાથે જ રાંધી લીધો હતો. તેમને ભારે થાક લાગ્યો હતો. આગલા દિવસે પિયાનો ખસેડવાનો પરિશ્રમ, ઊંઘ વગરની રાત, ચિંતાનાં અઠવાડિયાં, અસમતોલ આહાર, અને દેવળની સારસંભાળ—આ સર્વેએ નવા દિવસના કાર્ય માટે તેમને ભાગ્યે જ લાયક રાખ્યા હતા. એક બીજી વાત પણ હતી. મિ. ટેનીમોટો ધર્મશાસ્ત્ર જ્યોર્જિયામાં આટલાન્ટાની એમરી કૉલેજમાં શીખ્યા હતા: ૧૯૪૦ માં તે સ્નાતક થયા હતા. તે સરસ અંગ્રેજી બોલી શકતા; તે અમેરિકન વસ્ત્રો પરિધાન કરતા; લડાઈ શરૂ થઈ ત્યાં સુધી ઘણા અમેરિકન મિત્રો સાથે તેમણે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો હતો; અને છૂપી પોલીસની નજરથી પીડાતા લોકોમાં—એ તો ખૂબ જ પીડાતા—ના એક હોવાથી તે વધારે ને વધારે અસ્વસ્થ થયા હતા. પોલીસે કેટલીય વાર તેમની

ઊલટતપાસ કરી હતી. અને થોડાક દિવસ પૂર્વે જ તેમ
સાંભળ્યું હતું કે ટોપો કિસેન કૈશા આગબોટ કંપનીના રૂ
નિવૃત્ત અમલદાર, હિરોશિમામાં દેખાવ પૂરતા દાન ત
અંગત આપખુદી માટે નામચીન, ખ્રિસ્તીવિરોધી અને વગર
પરિચિત મિ. ટનાકા લોકોને કહેતા ફરતા હતા કે ટે
મોટોનો વિશ્વાસ કરવો નહિ જોઇએ. બદલારૂપે જાહેર
સારા જપાની છે તે બતાવવાના હેતુથી મિ. ટેનીમોટો
ટોનારીગુમી અર્થાત્ પડોશીમંડળનું અધ્યક્ષપદ સ્વીકાર
હતું અને અન્ય ફરજો તથા સંભાળ ઉપરાંત આ ર
વીસેક કુટુંબો માટે હવાઇ હુમલાથી રક્ષણ યોજવાનું કા
ઉમેર્યું હતું.

સવારના છ વાગ્યા પહેલાં મિ. ટેનીમોટો મિ. મત
ઓને ઘર જવા નીકળી ગયા હતા. ત્યાં તેમને ખબર પ
કે જે ભાર ઊંચકવાનો હતો તેમાં કપડાં અને ઘરાળુ ચિત્રોથ
ભરેલી એક જપાની આલમારી તાન્સુ હતી. બન્ને જણ
બહાર નીકળ્યા. સવાર સંપૂર્ણ સ્વચ્છ હતી અને એવ
હૂંફાળી હતી કે દિવસ દરમ્યાન કશુંક અણગમતું બનશે તે
લાગ્યા વગર રહે જ નહિ. બહાર નીકળ્યા પછી થોડી
મિનિટે હવાઈ હુમલાની ચેતવણી આપતી સાયરન[3] વાગી—
આવતા વિમાનોની ચેતવણી આપતો એક મિનિટનો ઘૂઘ
વાટ. પરન્તુ જ્યારે જ્યારે અમેરિકન વિમાન સમીપે આવત
ત્યારે લગભગ રોજ સવારે આવી ચેતવણી અપાતી હોવાથ
હિરોશિમાની પ્રજાને તેમાં જરાક જેટલો જ ભય જણાતો
બન્ને જણા શહેરના રસ્તાઓમાં થઈને હાથગાડી ખેંચત

હતા. ઓટા નદીથી નીકળતી સાત નદીઓથી રચાતા છ ટાપુઓ પર વસેલું હિરોશિમા પંખાકારનું શહેર છે; શહેરની મધ્યમાં ચાર ચોરસ માઈલ જેટલો વિસ્તાર રોકતાં તેના મુખ્ય વ્યાપારી તથા વસવાટી રહેઠાણોમાં શહેરની ૩/૪ જેટલી વસતી રહેતી હતી. ખાલી કરાવવાના કાર્યક્રમના કારણે યુદ્ધસમયની ૩,૮૦,૦૦૦ વસતી ઘટીને ૨,૪૫,૦૦૦ પર આવી હતી. કારખાનાં અને અન્ય વસવાટી વિસ્તારો અથવા પરાં શહેરની સરહદે અડોઅડ ઊભા હતાં. દક્ષિણે બારું, વિમાની મથક અને ટાપુઓથી મઢાયેલો દરિયો હતો મુખપ્રદેશની ત્રણ બાજુએ ડુંગરાઓની હારમાળા હતી. મિ. ટેનીમોટો તથા મિ. મત્સુઓ માણસોથી ઊભરાતા બજારમાં થઈને નીકળ્યા અને ત્યાંથી એ નદીઓ ઓળંગી કોયના ઢોળાવવાળા રસ્તે થઈ, પરામાં થઈને ટેકરીઓ સુધી ગયા. ચુસ્ત રીતે ગોઠવાયેલાં ઘરો આગળથી પસાર થઈ તેઓ ખીણ તરફ જતા હતા, ત્યાં 'સબ સલામત'નો અવાજ સંભળાયો. (જપાની રડાર[૪] નિયામકોને ત્રણ જ વિમાનો દેખાયાં હોવાથી તેમણે એમ માન્યું કે આ શોધનજૂથ જ છે) બનાવટી રેશમના કારખાનેદારના મકાનમાં હાથગાડી ખેંચી જવાનું કામ ખરેખર થકવે તેવું હતું બાગણમાંથી અંદરનાં પગથિયા સુધી પહોંચીને, બન્ને જણા આરામ લેવા બેઠા. શહેર અને તેમની વચ્ચે ઘરની એક દીવાલ હતી જપાનના આ ભાગનાં ઘણાં ઘરો હોય છે તેમ આ ઘર લાકડાનું હતું તેની લાકડાની દીવાલો પર પથ્થરની લાદીનું છાપરું હતું. કપડાંલત્તાં અને ગાદલાંગોદડાંથી ભરેલો તેનો આગલો કમરો જાડા

તાકયાથી ભરેલી ઠંડી ગુફા સમાન હતો. ઘરની સામે, આગલા બારણાની જમણી બાજુએ મોટો સુશોભિત ટેકરાળ બગીચો હતો. વિમાનોનો અવાજ નહોતો; સવાર શાંત હતીઃ સ્થળ સુંદર હતું.

ત્યાં આકાશને વીંધતો એક પ્રચંડ જ્યોતિઝબકારો દોડી ગયો. મિ. ટેનીમોટોને તેનું બરાબર સ્મરણ છે કે પૂર્વથી પશ્ચિમ તરફ, શહેરથી ડુંગરા તરફ, તેની સફર હતી. સૂર્યનો જ અંશ હોય તેવું લાગ્યું. તે અને મિ. મત્સુઓ ભયભીત થઈ ગયા. અને બન્નેને બચાવ શોધવા જેટલો સમય પણ રહ્યો (કારણકે જે જગ્યાએ બોમ્બ પડયો ત્યાંથી તે લગભગ બે માઇલ દૂર હતા). મી. મત્સુઓ ઘરમાં દોડયા અને ગાદલાં નીચે છુપાઈ ગયા. મિ. ટેની-મોટોએ ચારપાંચ ડગ ભરી બગીચાના બે મોટા ટેકરા વચ્ચે ઝંપલાવ્યુંઃ તેમાંના એકને તે વળગી રહ્યા. તેમનું મુખ પથ્થર તરફ હોવાથી શું થયું તે એ ન જોઈ શકયા. તેમને એકાએક દાબ લાગવા માંડયો. નળિયાંના ટુકડાઓ, મેજના ટુકડાઓ અને કચ્ચરો તેમના પર પડવા લાગ્યાં. તેમણે કશો અવાજ પણ ન સાંભળ્યો. (હિરોશિમામાં કોઈને પણ આ બોમ્બનો અવાજ સાંભળ્યાનું સ્મરણ નથી. પરન્તુ દરિયામાં ત્સુઝુમાં હોડીમાં ટેનીમોટોના સાસુ અને સાળી જેની સાથે રહેતા હતા તે માછીમારે આ ઝબકારો જોયો હતો અને જબરદસ્ત ધડાકો પણ સાંભળ્યો હતો. હિરોશિમાથી તે વીસ માઇલ દૂર હતો. પરન્તુ બી-૨૯ જ્યારે પાંચ માઇલ દૂરના ઈવાકુની પર ત્રાટકયાં ત્યારે ગર્જના ઘણી મોટી હતી.)

જરા હિંમત આવતાં મિ. ટેનીમોટોએ માથું ઊંચું કર્યું અને જોયું તો પેલા કારખાનેદારનું આખું ઘર પડી ગયું હતું. તેમને લાગ્યું કે ઘર પર જ બોમ્બની ચોટ વાગેલી હોવી જોઈએ. ધૂળનાં એવાં વાદળાં ચઢ્યાં હતાં કે આસપાસ તેજની કિનારી જ વરતી શકાતી હતી. ગભરાટમાં ભંગાર નીચે દટાયેલા મિ. મત્સુઓનો ક્ષણવાર વિચાર કર્યા વગર તે રસ્તા પર દોડયા દોડતાં જ તેમણે જોયું કે જાગીરની દીવાલ ઘર તરફ જ ધસી પડી હતી. રસ્તામાં પ્રથમ વસ્તુ જે નજરે ચઢી તે સિપાહીઓની એક ટુકડી હતી આ ટુકડી સામેની ટેકરીઓમાં ઇંચેઇંચ માટે આક્રમણનો સામનો કરવા ઇચ્છતા જાપાનીઓ જે હજારો ખાડાઓ ખોદતા હતા તે તૈયાર કરવા ગઈ હતી. સિપાહીઓ ખાડામાંથી બહાર આવતા હતા. ત્યાં તો એ સલામત હોવા જોઇતાં હતા. તેમનાં માથાં, છાતી અને પીઠ પર લોહી વહેતું હતું. એ બધા મૂગા અને દિઙ્મૂઢ થઇ ગયા હતા.

જે ધૂળનું એક નાનું વાદળ લાગતું હતું તેની નીચે દિવસ વધારે ને વધારે અંધારિયો થતો ચાલ્યો.

બોમ્બ પડયાની આગલી મધરાતે શહેરના રેડિયો સ્ટેશનેથી જાહેરાત થઈ હતી કે ૨૦૦ બી-૨૯ દક્ષિણ હોન્સુ તરફ આવતાં હતાં અને તેથી હિરોશિમાની પ્રજાને 'સલામત સ્થળે' ખસી જવાની સલાહ આપવામાં આવી હતી. નોબોરી–ચો વિસ્તારમાં રહેતી અને સદાય કહ્યું કરવા ટેવાયેલી દરજીની વિધવા મિસિસ હાત્સુયો નાકામુરાએ પોતાનાં ત્રણ બાળકો—દશ વર્ષનો છોકરો તોશિયો, આઠ

વર્ષની છોકરી યાએકો અને પાંચ વર્ષની છોકરી મ્યેકો—ને પથારીમાંથી ઉઠાડી, કપડાં પહેરાવી તૈયાર કર્યાં અને પોતાની સાથે લઈ શહેરના ઈશાન ખૂણા તરફ આવેલ ઈસ્ટ પેરેડ ગ્રાઉન્ડ નામે ઓળખાતા લશ્કરી વિસ્તાર તરફ ગઈ. ત્યાં કેટલીક સાદડી બિછાવી છોકરાંઓને તેના પર બેસાડ્યાં. ત્યાં એ બધાં બે વાગ્યા સુધી સૂતાં—અને તે વખતે હિરોશિમા પરથી પસાર થતાં વિમાનોના અવાજથી જાગી ગયાં. વિમાનો જેવાં પસાર થઈ ગયાં કે મિસિસ નાકામુરા બધાંની સાથે ઘેર પાછી આવી. લગભગ અઢી વાગે તે ઘેર આવી અને રેડિયોની ચાવી ફેરવી. ત્યાં વળી નવી ચેતવણી અપાતી હતી. શ્રમિત છોકરાઓ તરફ નજર કરતાં અને ગયા અઠવાડિયામાં આવી નિરુદ્દેશ્ય મુસાફરીઓની ગણતરી કરતાં તેણે રેડિયોની સૂચનાઓ છતાં પુનઃ બહાર ન જવાનું નક્કી કર્યું. તેણે બાળકોને પથારીમાં સુવાડી દીધાં, પોતે પણ ત્રણ વાગ્યે સૂઈ ગઈ–અને તુરત જ ઊંઘી ગઈ. તેની નિદ્રા એવી ગાઢ હતી કે પાછળથી પસાર થયેલાં વિમાનોનો અવાજ પણ તેને જગાડી ન શક્યો.

સાયરનના કર્કશ અવાજે સાત વાગ્યે તેને જગાડી. તે ઊઠી. ઝટપટ કપડાં પહેરી લીધાં. અને શું કરવું તે પૂછવા પડોશી મંડળના પ્રમુખ મિ. નાકામોટોને ઘેર ગઈ. તેણે કહ્યું કે જ્યાં સુધી ખાસ મહત્ત્વની ચેતવણી—સાયરનના ચાલુ અવાજોની પરંપરા—અપાય નહિ ત્યાં સુધી તમારે ઘરમાં જ રહેવું. તે ઘર આવી, રસોડામાં સ્ટવ ચેતાવ્યો. ચોખા રાંધવા મૂક્યા, અને સવારનું ચુગુકુ (છાપું) વાંચવા બેઠી. એને આરામ

પ્રેરતો હોય તેમ આઠ વાગે 'સબ સલામત'નો અવાજ આવ્યો. બાળકોને સળવળતા સાંભળી તે અંદર આવીઃ સહુને મુઠ્ઠી-ભર ચણા આપી, રાતના ચાલવાથી થાકયાંપાકયાં હોવાથી પથારીમાં જ પડયા રહેવાનું સૂચવ્યું. બધાં ઊંઘી જશે તેવી તેણે આશા રાખી હતી. પરન્તુ સીધી દક્ષિણ તરફના ઘરનો માણસ હથોડાનો, ભાંગવાનો, તોડવાનો ભયંકર અવાજ કરવા લાગ્યો. હિરોશિમાનાં બધાં વતનીઓની માફક સરકારી તંત્રને પણ શહેર પર તુરતમાં જ હુમલો થશે તેવી ખાતરી થઈ ચૂકી હતી, એટલે વિશાળ આગ-શેરીઓ[૫] બનાવવા માટે ચેતવણી તથા ધમકીઓ અપાતી હતી. હવાઈ હુમલા દ્વારા જે આગ લાગે તે ચોક્કસ સ્થળે સ્થગિત કરવામાં નદીઓની સહાયતાથી આવી શેરીઓ ઉપયોગી થાય તેમ હતું; અને તેથી શહેરની સલામતી માટે પડોશી પોતાના ઘરનો આનાકાનીપૂર્વક ભોગ આપતો હતો. આગલા જ દિવસે સત્તાવાળાઓએ માધ્યમિક શાળાની તમામ સશક્ત છોકરીઓને આ શેરીઓ સાફ કરવા થોડા દિવસ ગાળવા ફરમાવ્યું હતું, અને તેથી 'સબ સલામત'ના અવાજ પછી એ બધાં પણ કામે લાગી ગયાં હતાં.

મિસિસ નાકામુરા રસોડામાં જઈ ભાત લેઈ આવી અને બાજુવાળા માણસને જોવા લાગી. આટલો બધો અવાજ કરવા માટે પ્રથમ તો એ ચિડાઈ, પરન્તુ પછીથી તેની આંખમાં સમભાવનાં આંસુ આવ્યાં. આટલા અનિવાર્ય વિનાશનીવેળાએ ઘરને તોડી પાડતા આ પડોશી તરફ તેને સમવેદના તો જાગી જ. તે સાથે સઘ દયા પણ જાગૃત થઇ.

તેના દિવસો પણ સરળતાથી પસાર થતા નહોતા. મ્યેકોના જન્મ પછી તુરત જ તેનો પતિ ઈસાવા લશ્કરમાં ગયો હતો. લાંબા સમય સુધી તો તેના કશા જ ખબર ન મળ્યા, પણ ૧૯૪૨ ના માર્ચની ૫ મી તારીખે સાત શબ્દોનો એક તાર આવ્યો: 'ઈસાવા સિંગાપુર ખાતે વીરમૃત્યુ પામ્યા છે.' પાછળથી તેને ખબર પડી કે જે દિવસે સિંગાપુર પડ્યું તે દિવસે એટલે કે ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે જ તે મૃત્યુ પામ્યો હતો. અને ત્યારે તો તે લશ્કરમાં કોર્પોરલના પદે હતો. ઈસાવા કાંઈ પૈસાદાર દરજી નહોતો—અને તેની મૂડીમાં સાન્કોકુનું સીવવાનું મશીન માત્ર જ હતું. તેના મૃત્યુ પછી, તેના હસાઓ જ્યારે આવવાના બંધ થયા ત્યારે મિસિસ નાકામુરાએ મશીન બહાર કાઢ્યું અને થોડુંક કામ શરૂ કર્યું—ત્યારથી તે સીવણુ-દ્વારા ગમે તેમ કરીને બાળકોનું ભરણપોષણ કરતી.

પડોશીને મિસિસ નાકામુરા જોતી હતી તે જ વેળાએ કદીય ન જોયેલો ઝળકારો ચમક્યો પડોશીને શું થયું તે જોવા તે ન રહી. માતાની લાગણી બાળકો તરફ જ તેને ખેંચી ગઈ. એક ડગલું તેણે ભર્યું ના ભર્યું (તેનું ઘર હુમલાના સ્થળથી ૧૩૫૦ વાર એટલે કે પોણો માઇલ દૂર હતું) ને કોકે જાણે તેને ઊંચકી—ઘરના કટકાઓ તેની પાછળ પડ્યા હતા: અને બીજા ઓરડાની ઊંચી પથારીમાં તે જાણે ઊડીને પડી.

મોભ અને વળીઓ તેની આસપાસ પડતાં હતાં; લાદીના પથ્થરોનો વરસાદ તેને વીંધવા લાગ્યો; દટાઈ જવાના કારણે ચોમેર તેને અંધારું, અંધારું લાગવા માંડ્યું. આ અંધારે તેને

બહુ ઊંડી ઢાંકી દીધી નહોતી તે ઊભી થઇ અને તેમાંથી મુક્ત થઇ. તેણે બાળકનો અવાજ સાંભળ્યોઃ 'મા ! મને બચાવ ને !' તેની સૌથી નાની છોકરી મ્યેકો છાતી સુધી દટાઈ ગઈ હતી, અને તેનાથી હલાતુંચલાતું નહોતું બાળક તરફ જવા મિસિસ નાકામુરાએ ધમપછાડા કરવા માડ્યા, તેમ તેમ તેને બીજા બાળકો વિશે કશું જ ન દેખાયું—ન સભળાયું

બોમ્બ પડ્યો તે અગાઉના દિવસોમાં ડો. મસાકાઝુ ફુજી વધારે પૈસાદાર, લહેરી અને છતાં ઓછા કામગરા હોવાથી સવારના નવ સાડાનવ સુધી સૂવાનો આનંદ માણતા પરન્તુ જે દિવસે બોમ્બ પડયો તે દિવસે સવારે એક મહેમાનને સ્ટેશને મૂકવા જવાનું હોવાથી તે વહેલા ઊઠયા, અને મહેમાન સાથે બે નદીઓ ઓળગી ખાસ દૂર નહિ એવા સ્ટેશને ચાલતા ગયા સાત વાગે તો એ ઘેર પાછા આવી ગયા હતા, અને તે જ વખતે સાયરન તેની ચાલુ ચેતવણીઓ બરાડતી હતી તેમણે નાસ્તો કર્યો અને સવારથી જ ગરમી લાગતી હોવાથી તે અંદરના કપડા સિવાયના બીજાં કાઢી નાંખી રવેશમાં જઈ છાપુ વાચવા બેઠા આખો રવેશ—આખુ મકાન જ કહોને—વિચિત્ર રીતે રચાયો હતો ડો ફુજી ખાનગી, એક-ડાક્તરી એવી વિશિષ્ટ જાપાની સસ્થાના માલિક હતા કયો નદીના એ નામના જ પુલની સમીપે આ મકાન પાણીની અદર અને બહાર હતું તેમા ત્રીસ દરદીઓ તથા તેમના સગાવહાલાને માટે ત્રીસ જેટલા ઓરડાઓ હતા જાપાની રિવાજ પ્રમાણે જ્યારે માણસ માદો પડે

અને ઇસ્પિતાલમાં જાય ત્યારે કુટુંબના એક કે તેથી વધુ સભ્યો તેની સાથે રાંધવા, નવડાવવા, માલિશ કરવા કે વાંચવા અને તેને કુટુંબની હમદર્દી બતાવવા સાથે જઇને રહે છે કારણ કે તે વગર જાપાની દરદી દુ:ખી થઈ જાય. ડૉ. કુજી પાસે દરદીઓ માટે ખાસ ખાટલા ન હોતા—માત્ર થોડીક સાદડીની પથારીઓ હતી પરન્તુ તેની પાસે આધુનિક ઢબનાં તમામ સાધનો હતાં: એકસરેનું યંત્ર, ડાયાથર્મીનાં સાધનો, અને સરસ લાદીએ મઢેલી પ્રયોગશાળા. આખી ઇમારતનો ૨/૩ ભાગ જમીન પર હતો, અને ૧/૩ કસુનાં પાણીમાં થાંભલા પર લટકતો હતો. આ લટકતો ભાગ દેખાવે જરા વિચિત્ર હતો; પરન્તુ ઉનાળામાં ત્યાં ઠંડક રહેતી, અને શહેરના મધ્યની બરોબર સામે આવેલા સ્ટેશનમાંથી આનંદ-નૌકાઓવાળી નદીનો દેખાવ તાઝગીભર્યો લાગતો. જ્યારે ઓટા અને તેની મુખની નદીઓમાં પૂર આવતું ત્યારે ડૉ. કુજી અવારનવાર ચિંતાતુર થતા, પરન્તુ પાયો મજબૂત હતો અને ઇમારત સદાય ઊભી રહેતી

ડૉ. કુજી લગભગ એક મહિનાથી નવરા જેવા હતા; કારણ કે જાપાનમાં અણુસ્પર્શ્યાં શહેરોમાં જેમ જેમ ઘટાડો થતો ગયો અને હિરોશિમા નિશાન તરીકે વધારે ને વધારે સમીપવર્તી લાગવા માંડ્યું, તેમ તેમ જુલાઈમાં 'આગ લાગે તો ખાલી કરવાનું અશક્ય થઈ પડશે' તેવા કારણસર તે દરદીઓને પાછા વાળતા હતા. હવે માત્ર બે જ દરદીઓ હતા: ખભાના જખમવાળી યાનોની એક સ્ત્રી હતી, અને હિરોશિમા નજીકના એક લોખંડના

કારખાના પર હુમલો થયેલ ત્યારે દાઝેલ પચીસ વર્ષનો જુવાન સારવાર માટે હતો. દરદીઓની સારવાર માટે ડૉ. ફુજી પાસે છ નર્સો હતી. પત્ની અને બાળકો સલામત હતાં. તેમની પત્ની અને છોકરો ઓસાકાની બહાર રહેતાં હતાં; બીજો એક છોકરો અને બે છોકરીઓ ક્યુશી નજીકના ગ્રામવિસ્તારમાં હતાં. દાક્તરની સાથે એક ભત્રીજી, એક નોકરડી અને એક નોકર એટલાં હતાં. તેમને પોતાને કામ ઘણું ઓછું કરવાનું આવતુ, અને તેની તેમને પરવા પણ નહોતી; કારણ કે આજલગીમાં તેમણે કેટલીક રકમ બચાવી રાખી હતી. પચાસ વર્ષની વયે પણ તે તંદુરસ્ત, આનંદી અને સ્વસ્થ હતા. ગપ્પાં મારવા માટે મિત્રો સાથે વ્હીસ્કી પીતાં પીતાં —અલબત્ત હંમેશા સમજપૂર્વક—સાંજ પસાર કરવાનું તેમને ગમતું. લડાઇ પહેલા સ્કોટલૅંડ અને અમેરિકાથી વ્હીસ્કીની જાતો તે મંગાવતા; પરન્તુ અત્યારે જાપાનની શ્રેષ્ઠ જાત સન્ટોરીથી તેમને સંતોષ હતો.

સ્વેશની સ્વચ્છ સાદડી પર અંગરખું પહેરી પલાંઠી વાળી દા. ફુજી બેઠા, ચશ્મા ચઢાવ્યા અને ઓસાકાનું 'અસાહી' વાંચવા માંડ્યું. તેમનાં પત્ની ત્યાં હોવાથી ઓસાકાના સમાચાર વાંચવામાં તેમને રસ હતો. તેમણે ઝબકારો જોયો: મધ્યની બરોબર સામે અને હાથમાંના અખબાર તરફ જોતાં તેમને આ ઝબકારો પ્રકાશમાન અને પીળો લાગ્યો. ચકિત થઈ તે ઊઠ્યા. એ ક્ષણે—તે મધ્યથી ૧૫૫૦ વાર દૂર હતા—તેમની પાછળ ઇસ્પિતાલ નમી પડી, અને ચિરાડાના ભયંકર અવાજ સાથે પાણીમાં ધસી પડી. દાક્તર ફુજી તો

ઊભા થતા હતા તે પણ ઉપરતળે થઈ આગળ ધકેલાઈ ગયા વાત એટલી ઝડપથી થઈ ગઈ હતી કે તેનો તંતુ પણ હાથ ન રહ્યોઃ પોતે પાણીમાં છે એવું તેમને લાગ્યું.

પોતે મૃત્યુ સમીપ છે તેવું વિચારવાનો સમય પણ દા. કુજીને મળે તે અગાઉ તો તેમને લાગ્યું કે તે હજી સજીવન છે. બે છરીકાંટા વચ્ચે કોક ટુકડો હોય તેમ 'વી' આકારમાં તેમની છાતી પર બે લાંબી વળીઓ એવી સખ્ત રીતે ભિડાઈ હતી, કે તે આમતેમ હાલીચાલી શકે તેમ ન હોતું. તેમનું માથું અદ્ભુત રીતે પાણીની બહાર હતું, જ્યારે કમ્મર અને પગ પાણીમાં હતાં. ઇસ્પિતાલનો ભંગાર વેરવિખેર વળીઓ અને સારવારનાં સાધનોના મિશ્રિત જથ્થામાં આસપાસ પડ્યો હતો. તેમના ડાબા ખભામા સખ્ત વેદના થતી હતી. ચશ્મા ચાલ્યા ગયા હતા

સોસાયટી ઑફ્ જીસસના પાદરી ફાધર વિલ્હેમ ક્લીન-સોર્જ ધડાકાની સવારે જરા નબળી સ્થિતિમાં હતા યુદ્ધકાલીન જપાની આહાર તેમને પૂરતું પોષણ આપવા અસમર્થ નીવડ્યો હતો, અને મિત્રો પ્રત્યે વધારે પડતા અનુદાર એવા જાપાનમાં તેમને પરદેશી હોવાનો ભાર લાગતો. માદરે-વતનના પરાજય પછી જર્મનો પણ અપ્રિય થઈ પાડ્યા હતા. ૩૮ વર્ષની વયે પણ ફાધર ક્લીનસોર્જ અતિઝડપે વિકસતા છોકરા જેવા લાગતા હતાઃ પાતળો ચહેરો, ઊપસી આવેલું ગળું, પોલી છાતી, લબડતા હાથ, અને મોટા પગ. એ ચાલતા જરા આગળથી નમીને, અસ્તવ્યસ્ત રીતે. આખો દિવસ તે શ્રમિત રહેતા. બળતામાં ઘી હોમાયું હોય તેમ

વધારામાં સાથી પાદરી ફાધર સીસલીક સાથે તે જરા વેદના-કારક મરડાથી બે દિવસથી પીડાતા હતા. આ પીડાનો દોષ વટાણા અને પરાણે ખાવી પડતી કાળી રોટી પર તેમણે નાંખ્યો હતો. બીજા બે પાદરીઓ—ફાધર સુપીરિયર લ સાલે અને ફાધર શીફર—નોબોરી-ચો વિસ્તારમાં આવેલા મીશનના ચોગાનમાં રહેતા હોવાથી આ પીડાથી છટકી શક્યા હતા.

ફાધર ક્લીનસોર્જ બોંબ પડયા તે દિવસે સવારે લગભગ છ વાગે ઊઠ્યા હતા અને અર્ધો કલાક પછી—માંદગીના કારણે જરા ધીરા હતા—તેમણે દેવળમાં માસ (રોમન કેથોલિકોની એક પ્રાર્થના) વાંચવાનો આરંભ કર્યો. દેવળ બેઠકો વગરનું જાપાની ઢબનું લાકડાનું મકાન હતું, કારણ કે ભક્તો ભારે આભૂષણો, ચાંદી, પિત્તળ અને સુંદર રેશમથી સજાવેલી વેદી સામે ભોંય પર જ બેસતા. આ સવારે, સોમવારે, ભક્તોમાં હતા માત્ર મીશનના મકાન સમીપે રહેતો મિ ટેકેમોટો નામનો ધર્મશાસ્ત્રનો વિદ્યાર્થી; ધર્મપરગણાનો મંત્રી મિ. ફુકાઈ; મીશનની ભાવિક રખેવાળ બાઇ મિસિસ મુરાટા અને બીજા સાથી પાદરીઓ. માસ પત્યા પછી ફાધર ક્લીનસોર્જ આભારપ્રાર્થના વાંચતા હતા, ત્યાં સાયરન વાગીઃ તેમણે પ્રાર્થનાવાચન અટકાવ્યું, અને પાદરીઓ કમ્પાઉન્ડમાં આવેલા મોટા મકાનમાં ગયા. ત્યાં મુખ્ય બારણાની જમણી બાજુએ આવેલા ભોંયતળિયાના પોતાના ઓરડામાં જઈ કોબેમાં તે જ્યારે શીખવતા હતા ત્યારે મેળવેલો લશ્કરી પહેરવેશ અંગ પર ધારણ કર્યો. હવાઈ હુમલાની ચેતવણી વેળાએ આ પોશાક તે સદાએ પહેરતા.

ચેતવણી અપાયા પછી તે હંમેશાં બહાર જતા અને એમની નજર આકાશને ખોળી વળતી આજે પણ તે જ્યારે આમ બહાર ગયા ત્યારે હિરોશિમા પર આ સમયે રોજ ઊડતું એક હવામાન–વિમાન જોઈને તે ખુશી થયા. કાંઈ થવાનું નથી તેથી રાજી થઈને તે પાછા આવ્યા અને આજના સંજોગોમાં જે ખાસ અકારી લાગતી તે માપબંધીની રોટીનો તથા કૉફીનો બીજા પાદરીઓ સાથે નાસ્તો કર્યો. બધા પાદરીઓએ સાથે બેસી થોડીક વાર ગપ્પાં માર્યાં. આઠ વાગે તેમણે 'સબ સલામત'નો અવાજ સાંભળ્યો. એ પછી બધા મકાનના જુદાજુદા ખંડોમાં ગયા. ફાધર શીફર લખવા માટે પોતાના કમરામાં ગયા. ફાધર સીસલીક પીડા ઘટાડવા પેટ પર તકિયો મૂકી પોતાના ઓરડામાં સીધી ખુરશી પર બેસી વાંચવા લાગ્યા. ફાધર સુપીરિયર લ સાલે ઓરડાની બારીએ ઊભા રહી કાંઇક વિચારવા લાગ્યા. ફાધર ક્લીનસોર્જ ત્રીજા મજલાની પોતાની ઓરડીએ ગયા અને અંદરના કપડા સિવાય બીજો પહેરવેશ ઉતારી ખાટલા પર જમણા પડખે લંબાવી 'સ્ટીમન દર ઝીટ' વાંચવા લાગ્યા.

આ ભયંકર ઝબકારા પછી—પાછળથી ફાધર ક્લીન-સોર્જને લાગ્યું કે પોતે નાના હતા ત્યારે પૃથ્વી સાથે અથડાયેલા ધૂમકેતુ વિશે જે કયાંક વાંચેલું તેનું સ્મરણ કરાવે તેવો તે હતો—એક જ વિચાર માટે તેમને સમય હતો (તે મધ્યથી ૧૪૦૦ વાર દૂર હતા); બૉમ્બ અમારા પર જ સીધો પડયો છે. પછી થોડીક સેકંડો કે મિનિટોમાં તો તે સૂનમૂન થઈ ગયા.

પોતે ઘરબહાર કેવી રીતે આવ્યા તેનું સ્મરણ ફાધર ક્લીનસોર્જને રહ્યું નહોતું. એ પછી જે વાત વિશે તે સભાન હતા તે આવી હતીઃ મીશનના શાકભાજીના બગીચામાં ડાબા પડખે થયેલા જખમમાંથી વહેતા લોહી સાથે તે આમતેમ દોડતા હતા; જીસસના દેવળ સિવાય આસપાસનાં તમામ મકાનો ભૂમિસાત્ થયાં હતાં; આ મકાન બચી ગયું હતું કારણ કે ધરતીકંપોથી ગભરાયેલા ગ્રોપર નામના પાદરીએ એના પર બે વાર માનતા ઉતારી હતી; દિવસ શ્યામ થઈ ગયો હતો; રખેવાળ બાઇ મુરાટા રડતી રડતી બૂમો પાડતી હતી: "ઓ પ્રભુ ઇશુ, અમારા પર રહેમ કર."

રેડ ક્રોસ ઇસ્પિતાલના સર્જન ડૉ. ટેરુફુમી પોતાની બા સાથે બહારના પરામાં રહેતા હતા, ત્યાંથી હિરોશિમા ટ્રેન વાટે આવતાં રસ્તામાં આગલી રાતે આવેલા અણગમતા સ્વપ્નાનો વિચાર કરતા હતા. તેમની બાનું ઘર શહેરથી ૩૦ માઈલ દૂર આવેલા મુકેહારામાં હતું, અને ત્યાંથી ટ્રેનમાં અને ટ્રામ વાટે ઇસ્પિતાલમાં આવતાં તેમને બે કલાક લાગતા-હતા. આગલી રાતે તેમને બરોબર ઊંઘ આવી નહોતી, અને આજે રોજ કરતાં એક કલાક વહેલા જાગી ગયા હતા જરા આળસ અને તાવ જેવું લાગતું હોવાથી ઇસ્પિતાલમાં જવું કે નહિ તે વિશે તે ગડભાંજ કરતા હતા. ફરજના ખ્યાલે આખરે જવા માટે તેમને ફરજ પાડી અને રોજના કરતાં વહેલી ટ્રેનમાં એ જવા નીકળ્યા. સ્વપ્નાએ તેમને ભયભીત કર્યા હતા, કારણ કે આમ બાહ્ય સ્વરૂપે સ્વપ્નાને એક બની ગયેલા બનાવ સાથે સંબંધ હતો. તે

ત્યારે પચીસ વર્ષના હતા અને તેમણે ચીનના સીંગતાઓના તાળીની વિદ્યાલયમાં અભ્યાસ તાજો જ પૂરો કર્યો હતો. થોડા આદર્શવાદી પણ હતા અને તેથી પોતાની માતા જે પ્રદેશમાં રહેતી હતી ત્યાં તબીબી સાધનોનો અભાવ તેમને સાલતો હતો. ઇસ્પિતાલના આઠ કલાક અને બદલીના ચાર કલાક પછી રોજ સાંજે પરવાનગી વગર આપમેળે જ ત્યાં થોડાક રોગીઓની સારવાર કરવા એ જતા. પરવાનગી વગર પ્રેકટીસ કરવાની કડક શિક્ષા વિશે તેમણે હમણાં જ જાણ્યું હતું. એક સાથી દાક્તરને પૂછતાં તેણે તેમને સખ્ત ઠપકો આપ્યો હતો. તે છતાં ય પ્રેકટીસ કરવાનું તેમણે જારી રાખ્યું હતું. સ્વપ્નામાં તે એક દરદીની પથારી પાસે બેઠા હતા; ત્યાં જ જેની પોતે સલાહ લીધી હતી તે તથા પોલીસ આવી પહોંચ્યા: તેમને બહાર ખેંચી ગયા અને ક્રૂર માર માર્યો. સત્તાવાળાઓ રેડ ક્રોસ ઇસ્પિતાલના કામકાજ સાથે આથી ઘર્ષણ થાય એમ જ કહેત, અને તેથી મંજૂરી મળવાનું મુશ્કેલ રહે, એથી ટ્રેનમાં જ મુસાફરીનું કામકાજ છોડી દેવાનું તે વિચારતા હતા.

સ્ટેશને ઊતરતાં જ ગાડી મળી ગઈ. (પાછળથી તેમણે ગણતરી કરી કે રોજની ટ્રેનમાં જો એ આવ્યા હોત અને ઘણી વાર બને છે તેમ ગાડી માટે થોડીક મિનિટ થોભવું પડયું હોત તો ધડાકાના સમયે, તે બરોબર મધ્યમાં જ હોત અને નાશ પામ્યા હોત) તે ૭–૪૦એ ઇસ્પિતાલમાં આવી ગયા અને મુખ્ય સર્જનને પોતાના આવ્યાની ખબર આપી. થોડીક મિનિટ પછી તે પહેલા મજલાના એક કમરામાં ગયા અને

વાસરમૅન કસોટી માટે એક માણુસના હાથમાંથી લોહી ખેંચ્યું આ કસોટી માટેના સાધનોવાળી પ્રયોગશાળા ત્રીજે મજલે હતી ડાબા હાથમા આ લોહીનો નમૂનો રાખીને અર્ધું સ્વપ્નાના કારણે તથા અર્ધું અજ્ઞાત રાતના કારણે તે અસ્વસ્થ રીતે ચાલતા મુખ્ય પડાળીએ થઈ નીસરણી તરફ વધ્યા. ખુલ્લી બારીથી આગળ એક કદમ પણ નહિ માડ્યો હોય ત્યા વિરાટ ઝબકારા જેવો બૅામ્બનો પ્રકાશ પડાળીમાં પડ્યો. તે એક ઘૂટણુ પર બેસી ગયા અને પોતાની જાતને એક જાપાનીની માફક કહ્યુ : 'સસાકી ગમ્બારે! બહાદુર થજે.' એ જ વખતે (મકાન ૧૬૫૦ વાર દૂર હતું) વ ટોળ ઇસ્પિતાલમાં ગાજી રહ્યો તેમના ચશ્મા ઊડી ગયા લોહીની શીશી સામો દીવાલ સાથે અફળાઈ તેની જપાની સ્લીપરો પગમાથી ઉશેટાઈ ગઈ પરન્તુ એ સિવાય તેમને સદ્‌ભાગ્યે કશુ જ ન થયુ

ડૅા ઞસાકીએ મુખ્ય સર્જનને બૂમો મારી, તેમની ઓફિસ તરફ દોડયા: તે કાચથી ભયકર રીતે વીધાઇ ગયા હતા. ઇસ્પિતાલ ગરબડગોટાળામાં હતી ભારે દીવાલો અને છત દરદીઓ પર પડયા હતા, પથારીઓ ઊંધીચત્તી થઈ ગઈ હતી બારીઓના કાચે ઊડીને લોકોને જખ્મી કર્યા હતા, દીવાલો તથા જમીન પર લોહી છંટાયું હતું; સાધનો આમતેમ વેરાયાં હતા ઘણા દરદીઓ બૂમો મારતા આમતેમ દોડતા હતા, અને તેથીય વધારે મૃત્યુશરણ થયા હતા (જે પ્રયોગશાળા તરફ દા સસાકી જતા હતા ત્યાનો તેમનો માથીદાર મૃત્યુ પામ્યો હતો જેને હમણાં જ

દા. સસાકી મૂકીને આવ્યા હતા અને જે પોતે પરમિયાથી પીડાય છે એવો ભય સેવતો હતો તે પણ મરી ગયો હતો.) જરાય ઈજા ન પામ્યા હોય તેવા એક દાક્તર સસાકી જ હતા

દુશ્મને આ જ ઇમારત પર હુમલો કર્યો છે તેમ માની દા સસાકીએ પાટા લેગા કરી દરદીઓના ઘા બાંધવા માંડયા. બહાર આખાય હિરોશિમામાં લાંબા સમય સુધી દા સસાકીને આગલી રાતનું દુઃસ્વપ્ન ભુલાવી દેનાર આક્રમણનો આરંભ કરતા, લંગડાતા-મરતા શહેરીઓ અસ્થિર ડગલે રેડ ક્રોસ ઇસ્પિતાલ તરફ વળતા હતા.

ઇસ્ટ એશિયા ટીન વકર્સની કારકુન મિસ ટોશિકો સસાકી—દા સસાકીની એ સંબંધી નથી—એ દિવસે સવારના ત્રણ વાગ્યે ઊઠી હતી. વધારાનું ઘરકામ પતાવવાનું હતું તેના અગિયાર માસના ભાઈ આકિયોને આગલા દિવસે પેટમાં સખ્ત શૂળ ઊપડયું હતું, અને તેથી તેની બા તામુરા પેડીઆટ્રીક ઇસ્પિતાલમાં લઈ ગઈ હતી અને ત્યાં જ રહી હતી. વીસ વર્ષની મિસ સસાકીને પિતા, ભાઈ, બહેન અને પોતાને માટે નાસ્તો તથા લડાઇના કારણે ઇસ્પિતાલમાં ખોરાક નહિ મળતો હોવાથી બા તથા બાળક માટે આખા દિવસનો ખોરાક તૈયાર કરવાનો હતો. તેમાંય તેના પિતા લશ્કરી હથિયારો માટે કાનખૂચ બનાવતા કારખાનામાં કામ કરતા હોવાથી રસ્તે જતા ખાઈ શકે તે રીતે તે સમયસર બનાવવાનો હતો. કામ પૂરું કરી વાસણ સાફસૂફ કરી, ઊંચાં મૂકયાં ત્યારે લગભગ સાત વાગ્યા હતા. કુટુંબ

કોયમાં રહેતું હતું, ત્યાંથી કાનોન–આચી વિસ્તારમાં આવેલા કારખાનામાં કામે જતાં પિસ્તાલીશ મિનિટ લાગતી હતી. તેની પાસે કારખાનાના કારીગરોના દફતરનો હવાલો હતો. કોય સાત વાગે તેણે છોડયું, અને કારખાનામાં પહોંચતા જ બીજી કેટલીક છોકરીઓ સાથે કારખાનાના વ્યાખ્યાનગૃહ તરફ ગઈ. આગલા દિવસે નૌકાદળના એક અફસરે અને આ કારખાનાના આગલા નોકરે ટ્રેન નીચે પડતું મૂકી આપઘાત કર્યો હતો. આ મૃત્યુ સ્વમાની હોઈ સ્મરણ-પ્રાર્થનાને યોગ્ય મનાયું હતું. આ પ્રાર્થના સવારે દશ વાગે કારખાનામાં કરવાની હતી. મોટા કમરામાં મિસ સસાકી અને તેનાં અન્ય સાથીદારો આની તૈયારીમાં પડયાં હતાં. આ કામ લગભગ ૨૦ મિનિટ ચાલ્યું.

મિસ સસાકી પુનઃ પોતાની ઑફિસમાં ગઈ અને મેજ આગળ બેઠી. ડાબી બાજુએ આવેલ બારીથી તે ઘણી દૂર હતી. તેની પાછળ કારખાનાના પુસ્તકાલયનાં પુસ્તકો-વાળા બે ઊંચા ઘોડા હતા. મેજ આગળ બેસીને તેણે ખાનામાં કેટલીક વસ્તુઓ મૂકી. કેટલાક કાગળ ઊંચકયા. ચાદીમાં નવા ઉમેરાની, અને લશ્કરમાં જવાથી છૂટા થયેલાની, અને રુખસદ અપાયેલાની નોંધ કરે તે અગાઉ જમણી બાજુની છોકરી સાથે વાતચીત કરવાનું તેણે વિચાર્યું હતું. બારી બાજુથી વાત કરવા તેણે માથું ફેરવ્યું, ત્યાં ઓરડો આંખ આંજી દેતા પ્રકાશથી ભરાઈ ગયો. ભયથી તે અકડાઇ ગઈ, ખુરશીમાં જ તે એક ક્ષણ સુધી જડાઈ ગઈ. (તેનું કારખાનું અંબ્ધથી ૧૬૦૦ વાર દૂર હતું)

બધું જ નીચે આવ્યું, અને મિસ સસાકીએ ભાન ગુમાવ્યું. છત એકાએક નીચે આવી, અને ઉપરની લાકડાની કચ્ચરો ઊડવા લાગી; ઉપરથી લોકો નીચે ગબડવા લાગ્યા, અને છાપરું ઊડી ગયું હતું; પરન્તુ મુખ્ય તો આસપાસની ચોપડીઓના ઘોડા એકદમ ધસી આવ્યા અને તેને નીચે પછાડી દીધી. તેનો ડાબો પગ ભયંકર રીતે વળી ગયો, અને તેના શરીરના ભાર નીચે તૂટવા લાગ્યો. ત્યાં અણુયુગની પ્રથમ ક્ષણે એક કારખાનામાં એક માનવી ચોપડીઓથી ચગદાતું હતું.

ધડાકા પછી તુરત જ મિ. ટેનીમોટોએ મત્સુઈ જાગીર બહાર દોટ મૂકી અને ટેકરીઓ આગળ ખોદતા ખાડાના મૂળ આગળ લોહીભીના સિપાહીઓને આશ્ચર્યથી જરાક જોઈ રહ્યા. ત્યાં જ એમણે ડાબા હાથમાં માથું ઢાળી, અને જમણે હાથે પીઠ પર ત્રણચાર વર્ષના બાળકને ટેકવી 'મને વાગ્યું છે, મને વાગ્યું છે' કહેતી દિગ્મૂઢ થઈ ચાલતી એક વૃદ્ધાને જોઈ તેની સાથે સમભાવપૂર્વક જોડાઈ ગયા. મિ. ટેનીમોટોએ બાળકને પોતાના ખભા પર લઈ લીધું અને વૃદ્ધાને સ્થાનિક લાગતા ધૂળના વંટોળથી શ્યામલ બનેલ રસ્તા પરથી દોરવા લાગ્યા. કટોકટી વેળાએ હૉસ્પિતાલ તરીકે વાપરવાની નજીકની વ્યાકરણશાળામાં તેને એ લઈ ગયા. આવા પરગજુ વર્તનથી મિ. ટેનીમોટોનો ભય ભાંગી ગયો. શાળામાં સર્વત્ર કાચનો ભૂકો વેરાયેલો જોઈ તથા પચાસસાઠ જેટલા સારવાર માટે આવેલા ઘવાયેલા માણસો જોઈ તેમને આશ્ચર્ય થયું. 'સબ સલામત'ની સૂચના અપાઇ ગઇ હતી અને વિમાનોનો અવાજ સંભળાયો નહોતો છતાં થોડાક બોમ્બ પડ્યા હોવા જોઈએ એવું તેમણે વિચાર્યું. સમસ્ત હિરોશિમાનું દૃશ્ય જોઈ શકાય તેવા પેલા કારખાનદારના ઉદ્યાનના એક ટેકરાનો તેમને ખ્યાલ આવ્યો અને તેથી તે પાછા જાગીર ભણી વળ્યા.

ટેકરા પરથી મિ. ટેનીમોટોએ વિસ્મયકારક દૃશ્ય જોયું, ધાર્યું હતું તે પ્રમાણે કોયનો એક પટ્ટો નહિ—પણ ઘેરાચેલા વાતાવરણમાંથી જેટલું જોઈ શકાતું હતું તે પ્રમાણે હિરોશિમાનો આખો ભાગ પણ ઘન, ભયંકર ચેપી રોગના પદાર્થો ઉરાડતો હતો. સામાન્ય ધૂળમાંથી, નજીક અને દૂર ધુમાડાના ગોટા હવે ઊઠતા હતા. શાંત આકાશમાંથી થયેલા આવા વ્યાપક વિનાશ વિશે તેમને નવાઈ લાગી. ખૂબ ઊંચે થોડાંક વિમાનો હોત તો પણ તેમનો અવાજ આવ્યો જ હોત. નજીકનાં ઘર બળતાં હતાં. અને જ્યારે લખોટા જેવા આકારનાં જળબિન્દુઓ ટપકવા માંડ્યાં ત્યારે આગ બૂઝવતા બંબાવાળાની નળીમાંથી આ પાણી આવતું હશે તેવો જ ખ્યાલ તેમને આવ્યો (સાચી રીતે આ ટીપાં હિરોશિમાના આકાશમાં માઈલો સુધી ઊંચે ગયેલ ધૂળ, ગરમી, અને આવ કુદરતી રીતે જ ભિન્નભિન્ન ભાગોમાં વહેંચાઈ જતા પદાર્થોના તોફાની મિનાર પરથી ટપકતાં હતાં)

'કેમ! ક્ષેમકુશળ કે?' તેવો મિ મત્સુઓનો અવાજ આવતાં આ દેખાવથી મિ. ટેનીમોટો પાછા ફર્યા આગળના ઓરડામાં સંઘરેલાં ગાદલાંગોદડાંના કારણે પડતા મકાનમાંથી તે ઊગરી શકયા હતા—અને પોતાનો માર્ગ કાઢી લીધો હતો. મિ. ટેનીમોટોએ જવાબ પણ ભાગ્યે જ વાળ્યો. તેમને આ ભીષણ અંધારામાં અટવાયેલાં પત્ની અને બાળકનો, દેવળનો, ઘરનો અને સાથી પાદરીઓનો વિચાર આવતો હતો. ભયના માર્યા તે પુનઃ શહેર તરફ દોડવા લાગ્યા.

દરજીની ખવના મિસેસ નાકામુરા ખંડેરોમાંથી મહા-પરાણે બહાર આવી અને છાતી પર દટાયેલી તથા હાલવાને અસમર્થ એવી સૌથી નાની છોકરી મ્યેકોને જોઈ પેટે પેટે ભંગાર તરફ આવી, અને બાળકને સત્વર મુક્ત કરવાના ઈરાદે વળીઓ તથા લાદી ખસેડવા લાગી. ત્યાં, જાણે ખૂબે ઊંડેથી આવતા હોય તેમ નાના સાદ સંભળાયાઃ "બચાવો, બચાવો."

દશ વર્ષના છોકરાને અને આઠ વર્ષની છોકરીને નામ દઈ તેણે બોલાવ્યાંઃ "તોશિયો! યાએકો!"

પડ નીચેથી આવતા અવાજોએ ઉત્તર વાળ્યો.

મિસિસ નાકામુરાએ મ્યેકો—હવે તે જરા શ્વાસ પણ લઈ શકતી હતી—ને પડતી મૂકી અને નીચેથી રડતા અવાજો પરના ભંગારને ઉશ્કેરાટમાં વીંખવા માંડ્યો. બાળકો દશ ફૂટના અંતરે સૂતાં હતાં પરન્તુ તેમના અવાજ એક જ સ્થળેથી હવે આવતા હતા. તોશિયાને જરાક છૂટછાટ હશે તેમ લાગ્યું, કારણ કે નીચેથી તે પણ લાકડાં-પથ્થરના ઢગલાને ખસેડતો હતો. આખરે તેનું માથું દેખાયું, અને મિસિસ નાકામુરાએ તેને ઝડપથી બહાર ખેંચી કાઢ્યો. જાણે ખાસ સંભાળપૂર્વક વીંટાળી હોય તેમ મચ્છરદાની તેના પગ સાથે ગૂંચાઈ ગઈ હતી. તેણે કહ્યું કે હું ઓરડામાંથી બહાર ફેંકાયો અને ભંગાર નીચેની યાએકોની બરોબર ઉપર જ પટકાયો. યાએકો નીચેથી કહેતી હતી કે મારાથી ખસાતું નથી, કારણ કે પગ પર કશોક ભાર છે. જરાક ખોદીને મિસિસ નાકા-મુરાએ એક બાકોરું પાડ્યું, અને યાએકોનો હાથ ખેંચવા

લાગી. "દુઃખે છે, બા!" યાએકોએ ચીસ પાડી. મિસિસ નાકામુરાએ ધાંટો પાડ્યોઃ "દુઃખે છે કે નહિ તેવું કહેવાનો અત્યારે સમય જ નથી." અને તેણે બબડતી છોકરીને બહાર ખેંચી કાઢી મ્યેકોને પણ મુક્ત કરી. બાળકો ગંદાં થઈ ગયાં. અહીંતહીં ઉઝરડા પડ્યા હતા, પરન્તુ કોઈને ય લાંબો કાપ કે ઘસરકો નહોતાં.

મિસિસ નાકામુરા બાળકોને રસ્તા પર લઈ ગઈ. બધાંનાં અંગ પર ચડ્ડીઓ સિવાય કાંઈ નહોતું, અને દિવસ ઘણો ગરમ હોવા છતાં તેમને શરદી થઈ જશે તેવી તેને કારણવગરની ચિંતા થઈ. એટલે તે પાછી અંદર ગઈ અને ભંગાર નીચેથી આપત્તિકાળ માટે કપડાનું જે બંડલ બાંધી રાખ્યું હતું તે બહાર કાઢ્યુંઃ તેણે છોકરાંને પાટલૂન, બ્લાઉઝ, જોડાઓ, અને બોકુઝુકી નામના હવાઈ હુમલા માટેના રૂવાળા ટોપા પહેરાવ્યા; કશા ય વિચાર કર્યા વગર ઓવરકોટ પણ પહેરાવ્યા. પાંચ વર્ષની મ્યેકો સિવાય બીજાં બધાં બાળકો મૂંગાં હતાંઃ તે સવાલો પૂછ્યા કરતી હતીઃ 'રાત થઈ ગઈ? આપણું મકાન કેમ પડી ગયું? શું થયું?" શું થયું તેની મિસિસ નાકામુરાને પોતાને જ ખબર નહોતી ('સબ સલામત'નો અવાજ આવી નહોતો ગયો શું?) ઘેરાયેલા અંધારામાં તેણે જોયું તો પડોશનાં તમામ ઘરો ભોંયભેગાં થઈ ગયાં હતાં. આગ–ગલી બનાવવા જે મકાન પડોશી પાડનો હતો, તે હવે પડીને પાધર જ થઈ ગયું હતું. દેશની સલામતી માટે મકાનની કુરબાની કરનાર એ માલિક જાતે પણ કુરબાન થયો હતો હવાઈ

હુમલા સામેની રક્ષણ યોજનાના સ્થાનિક પડોશી મંડળના વડાની પત્ની મિસિસ નાકામોટો લોહીવાળા માથે રસ્તામાં મળ્યાં તેમની દીકરી સખ્ત રીતે ઘવાઈ હતી તેમણે મિસિસ નાકામુરાને પૂછ્યું. 'તમારી પાસે પાટા છે ખરા ?' મિસિસ નાકામુરા પાસે તે નહોતા પરન્તુ ઘરના અવશેષોમાં તે પુનઃ ગઈ અને દરજીકામમાં જે સફેદ કપડું તે વાપરતી હતી તે લઈ આવી અને તેનો પિંડો વાળી મિસિસ નાકામોટાને આપ્યો. કપડું કાઢતા જ તેની નજર સીવવાના સંચા પર પડી; પાછી જઈને તેને પણ લેતી આવી આ સંચો સાથે તો લઈ શકાય તેમ નહોતો, અને ઝાઝો વિચાર કર્યા વગર આજીવિકાના આ પ્રતીકને તેણે સંભવિત આગહુમલાથી બચવા માટે બધા ઘરોએ તૈયાર કરેલ એવી પોતાના ઘરની પાણીની સિમેન્ટની ટાંકીમાં પધરાવ્યું મિસિસ હટાયા નામની ગભરાયેલી પડોશણે મિસિસ નાકામુરાને અસાનો બાગની ઝાડીમાં દોડી જવા બૂમ મારી એક વાર ટોકુ કિએન કૈશા નૌકાવ્યવહારના માલિક એ અસાનો કુટુંબની માલિકીની જાગીર ક્યો નદી પર નજીક જ આવી હતી આ સ્થાન પડોશીઓ માટેના સ્થળાતર વિસ્તાર તરીકે મુકરર થયું હતું નજીકના ખંડેરમાં આગ લાગેલી જોઈ (જે સ્થળે બોમ્બ પડ્યો ત્યાં જ જરા આગ લાગી હતી શહેરવ્યાપી આગનો મોટો ભાગ વીજળીતારો અને રાંધવાના સ્ટવ પર પડતા સળગી ઊઠે તેવા અંગારના કારણે જ હતો ) મિસિસ નાકામુરાએ તે ઓલવવા જવા સૂચવ્યું મિસિસ હટાયાએ કહ્યું "મૂરખ થા મા, વિમાનો આવી બીજા બોમ્બ નાખશે તો શું ?" એટલે મિસિસ નાકામુરા બાળકો અને મિસિસ હટાયા

સાથે અસાનો બાગ તરફ વળી. સાથે તેણે જરૂરી કામ માટેનાં કપડાંની થેલી, કામળો, બત્તી અને આશ્રયસ્થાનમાં મૂકી રાખેલ વસ્તુઓની નાની પેટી લીધાં હતાં. ઉતાવળે જતાં તેમણે ઘણા ખંડેરો નીચેથી મદદ માટેની ચીસો સાંભળી. રસ્તે જતાં એક જ મકાન સુરક્ષિત તેમને જણાયું. મિસિસ નાકામુરા જ્યાં મ્યેકોને અમુક સમય મોકલતી હતી તે કેથોલિક કિન્ડરગાર્ટનની સાથમાં આવેલું જેસ્યુઈટ મિશનનું આ મકાન હતું. નજીકથી પસાર થતા તેમણે ફાધર કલીનસોર્જને લોહીભીનાં કપડાંમાં હાથમાં નાની પેટી લઈ ઘર બહાર દોડતા જતા જોયા.

ધડાકા પછી તુરત જ ફાધર વિલ્હેમ કલીનસોર્જ શાકભાજીના બગીચામાં દોડતા હતા ત્યાં અંધારાંમાં મકાનના એક ખૂણેથી ફાધર સુપીરિયર લ સાલે બહાર આવ્યા. તેમનું શરીર—ખાસ કરીને પીઠનો ભાગ—લોહીવાળું થયું હતું; ઝબકારાએ તેમને બારીમાંથી વાળી દીધા, અને કાચની કરચો ઊડીને તેમને લાગી. ફાધર કલીનસોર્જ હજીય મૂઢાવસ્થામાં હતા. તેમણે પ્રયત્ન કરીને પૂછયું: "બાકીના બધા કયાં ગયા ?" એ જ વેળાએ મીશનના મકાનમાં રહેતા બીજા બે પાદરીઓ બહાર આવ્યા. ફાધર સીસલીકને કશી ઇજા થઇ નહોતી. તેમના આધારે ફાધર શીફર હતા ફાધર શીફરના ડાબા કાન પર કાપ પડયો હતો, અને તેમાંથી ટપકતાં લોહીથી આખું શરીર રંગાઈ ગયું હતું. તેમના ચહેરા પર ફિકાશ આવી ગઈ હતી. ફાધર સીસલીક જરા રાજી થયા હતા, કારણકે ઝબકારો થતા પોતે જેને મકાનમાં

સૌથી સલામત સ્થળ માન્યું હતું તે બારણાને આડે દોડીને ભરાઇ ગયા હતા. એટલે જ્યારે વટોળ આવ્યો ત્યારે તે ઊગરી ગયા. ફાધર લ સાલે ફાધર સીસલેકને કહ્યું: 'આ મૃત્યુ પામે તે પહેલાં એને દાક્તર પાસે લઈ જાઓ.' અને તે માટે નજીકના ખચકામાં રહેતા ડૉ. કન્દા અથવા તો છ મકાનો છોડીને આવેલા ડૉ. કુજીનાં નામો પણ સૂચવ્યાં. બન્ને જણા મકાનનું ફળિયું છોડી રસ્તે પડયા

પ્રશ્નોત્તરી દ્વારા ધર્મપાઠ શીખવતા મિ હોશીજિમાની છોકરી ફાધર કલીનસોર્જ પાસે દોડતી દોડતી આવી અને બોલી કે મારી બા તથા બહેન તમારા આંગણાની પાછળના મકાનના ખંડેરમાં દટાયેલાં પડયાં છે. પાદરીઓએ પણ જોયું કે ફળિયા આગળ જ આવેલા કિન્ડરગાર્ટનના શિક્ષકનું મકાન પણ તેના પર તૂટી પડયું હતું ફાધર લ સાલે તથા મિસિસ મુરાટાએ ભેગાં થઈ શિક્ષકને બહાર કાઢ્યા, જ્યારે ફાધર કલીનસોર્જ ધર્મશિક્ષકના પડી ગયેલા ઘર આગળ ગયા તથા ભંગારનો ડુંગર ખસેડવા મંડયા. નીચેથી કશો પણ અવાજ આવતો નહોતો હોશીજિમાના ઘરની સ્ત્રીઓ મૃત્યુ પામી હતી તે વિશે તેમને ખાતરી હતી. અંતે, અગાઉ રસોડાનો જે એક ખૂણો હતો ત્યાં મિસિસ હોશીજિમાનું માથું દેખાયું તેને મૃત્યુ પામેલ માની, તેમણે તેને માથાના વાળ ઝાલી બહાર કાઢવા માંડી; ત્યાં તો એકાએક તેણે ચીસ પાડી: 'ઇતાઈ! ઇતાઈ! દુખે છે! દુખે છે!' કલીનસોર્જે વધારે ખોદી તેને બહાર કાઢી. આ ઢગલામાંથી તેની છોકરી પણ જડી આવી, અને તેને પણ બહાર કાઢી બન્નેમાંથી કોઈને ખાસ ઇજા નહોતી પહોંચી

મીશન-મકાનની જોડેના જાહેર સ્નાનાગારને આગ લાગી હતી, પરન્તુ પાદરીઓએ માન્યું કે પવન દક્ષિણ તરફનો છે એટલે આપણું મકાન બચી જશે. છતાંય તકેદારી દાખલ ફાધર ક્લીનસોર્જ અંદર જઈને પોતે જેને બચાવવા માંગતા હતા તેવી થોડીક વસ્તુઓ લઈ આવ્યા. તેમણે જોયું તો તેમનો ઓરડો વિચિત્ર અને કશાય મેળ વગરના ગોટાળાની દશામાં હતો. દીવાલની ખીંટીએ લટકતો પ્રાથમિકોપચારનો કોથળો એ જ સ્થાને એ જ સ્થિતિમાં હતો, પરન્તુ નજીકની ખીંટીઓએ લટકતાં તેમનાં કપડાં દેખાતાં જ નહોતાં. તેમના મેજના કટકા ઓરડામાં વેરાયેલા હતા, જ્યારે મેજ નીચે સંતાડેલી કાગળ-પેટી જરાય ઘસરકા વગર ઓરડાના દરવાજા આગળ ધ્યાન ખેંચે તેમ આવીને પડી હતી. આ પેટીમાં દૈનિક પ્રાર્થનાની વર્ષની કિતાબ, સમસ્ત દેવળના હિસાબી ચોપડા, અને મીશનની માલિકીનું કાગળનાણું—જેને માટે તે જ પોતે જવાબદાર હતા—હતાં; એટલે પાછળથી ફાધર ક્લીનસોર્જ તેને દૈવી બનાવ જ લેખતા. તરત ઘર બહાર દોડીને મીશનના હવાઈહુમલાથી બચવા માટે યોજાયેલ આશ્રયસ્થાનમાં આ પેટીને તે મૂકી આવ્યા.

આ જ સમયે ફાધર સીસલીક તથા ફાધર શીફર—તેમને હજી પણ લોહી વહેતું હતું—પાછા આવ્યા. તેમણે કહ્યું કે ડૉ. કન્દાનું ઘર નાશ પામ્યું છે, અને કયો નદીપરના ડૉ. ફુજીના ખાનગી દવાખાના તરફનો રસ્તો વિનાશ-વર્તુલની આગે બંધ કરી દીધો છે.

ડૉ. મસાકાઝુ ફુજીનું દવાખાનું નદીના કાંઠે નહોતું,

નદીમાં જ હતું. આ ઊથલપાથલ પછી ડૉ. ફુજી એવા સૂનમૂન થઈ ગયા હતા અને છાતી પર ભીંસ દેતા પાટડાથી એવા સખત-રીતે દબાઇ ગયા હતા કે પ્રથમ તો જરાયે ખસવાનું પણ તેમને માટે અશક્ય થઈ પડ્યું હતું. આ અંધારી સવારે આમ લગભગ વીસ મિનિટ સુધી તે લથડી રહ્યા પછી તેમને એક વિચાર આવ્યો: હમણાં જ ભરતીનાં પાણી આ નદીઓમાં આવશે અને તેમનું માથું પણ તેમાં ઢંકાઇ જશે આ વિચારે તેમને ગતિમાન કર્યા: તેમણે શરીર હલાવ્યું, તે આમતેમ ફર્યા, અને તેમણે હતું તેટલું બળ વાપર્યું (ખભાના દુખાવાના કારણે તેમનો ડાબો હાથ તો નિરુપયોગી જ થઇ ગયો હતો), અને આ આપત્તિમાંથી તે મુક્ત થઈ શકયા. થોડીક ક્ષણના આરામ પછી વળીઓના ઢગલા પર ચઢી તે નદીકાંઠે પહોંચતી એક લાંબી વળીનો આધાર લઈ દુઃખપૂર્વક બહાર આવ્યા.

એક કપડાલેર હોવાથી ડૉ. ફુજી ભીના અને ગંદા લાગતા હતા. તેમનું ગંજીફરાક ફાટી ગયું હતું, અને હડપચી તથા પીઠ પર લાગેલા ભૂંડા ઘામાંથી તેમને લોહી ટપકતું હતું. આવી લથરપથર દશામાં તે જ્યાં અગાઉ પોતાનું દવાખાનું હતું તેની નજીકના કયો પુલ આગળ આવ્યા. પુલ તૂટી નહોતો ગયો. ચશ્મા વગર તે ઝાંખું જોઈ શકતા હતા, પરંતુ આસપાસનાં પડી ગયેલાં ઘરોની સંખ્યા જોઈ તેમને ખરેખર આશ્ચર્ય થયું. પુલ પર જ તેમને માશી નામના એક ડાક્તર મિત્ર મળી ગયા, અને તેમણે તેમને ગભરાટમાં પૂછ્યું: "તમને શું લાગે છે, એ શું હશે?"

ડૉ. માશીએ જવાબ આપ્યો: "મોલોટોવ" ફૂલછાબ

હોવી જોઈએ." જપાનીઓએ જાતે વીણરાઈ જતા ભોમ્બના ઢગને રોટી–છાણ ને ફૂલછાણનું નાજુક નામ આપ્યું હતું.

પ્રથમ તો ડૉ. ફુજી બે જ આગ જોઈ શક્યાઃ એક તો તેમના દવાખાનામાંથી નદી ઉપર, અને બીજી દક્ષિણે દૂર પરન્તુ તે સાથે તેમને બન્નેને મૂંઝવે તેવું એક બીજું દૃશ્ય પણ તેમણે જોયું. દાક્તરો તરીકે બન્નેએ તેની ચર્ચા કરી. હજીય આગ તો ઘણી ઓછી લાગી હતી, છતાં વેદનાની અનંત વણઝારમાં જતા હોય તેમ જખ્મી લોકો ઉતાવળા ઉતાવળા પુલ ઓળંગતા હતા. તેમનામાંથી ઘણાનાં મોં તથા હાથ પર ભયંકર ઝઝેલા દેખાતા હતા.

"તમને આ શું લાગે છે?" ડૉ. ફુજીએ પૂછ્યું, આવા દિવસે તો કોક સિદ્ધાંત પણ આશાયેશ આપનારો બની જાય છે, અને ડૉ. માશી આ સિદ્ધાંતને ચીટકી રહ્યાઃ "કદાચ એ મોલોટોવ ફૂલછાણ જ હતી...."

મિત્રને વિદાય કરવા ડૉ. ફુજી સ્ટેશને ગયા ત્યારે સવારે પવન જરાએ નહોતો. પરન્તુ હવે ચારે બાજુએથી પવન આવતો હતો. આગના નવા ભડકા ભભૂકતા હતા અને જલદી ફેલાતા હતા. ટૂંક સમયમાં જ ગરમ હવાના દારુણ વાવાઝોડાએ તથા કેજળેલા કોલસાના વરસાદે પુલ પર ઊભા રહેવાનું અશક્ય બનાવ્યું ડૉ. ફુજી પૂલ નીચે પાણીમાં ગયા. ત્યાં બારપંદર જેટલા માણસો આશ્રય લેતા હતા તેનાં ભંગારમાંથી છૂટેલા તેમના નોકરો પણ ત્યાં હતા. ત્યાંથી ડૉ. ફુજીએ એક નર્સને એ ઇસ્પિતાલની વળીઓએ પગથી લટકતી તથા બીજીને છાતીથી જડાઈ

ગયેલી જોઈ. પુલ નીચે આવેલા બીજા લોકોની સહાયથી તેમણે બન્નેને મુક્ત કરી એક ક્ષણ એમને લાગ્યું કે એમને એમની બત્રીજીનો અવાજ સંભળાયો. પરન્તુ પછી તે જણાઈ જ નહિ. તેમની ચાર નર્સો અને ઇસ્પિતાલમાંના બે દર્દીઓ મરી ગયા હતા. ડૉ. ફુજી પાછા પાણીમાં ગયા, અને આગ ઠરે તેની વાટ જોવા લાગ્યા.

ડૉ. ફુજી, કન્દા, અને માશીની સ્થિતિ હિરોશિમાના દાક્તરો અને સર્જનોના મોટા ભાગના પ્રતિનિધિરૂપ હતી, અને શા માટે આટલા બધા જખ્મી નાગરિકો સારવાર વગર રહી ગયા, અને જે જીવ્યા હોત તે મૃત્યુ પામ્યા તેનું કારણ સમજાવવા પૂરતી છે. તેમની ઓફિસો તથા દવાખાનાં નાશ પામ્યાં હતાં. તેમનાં સાધનો વેરવિખેર થઈ ગયાં હતાં. તેમનાં અંગ પણ વત્તેઓછે અંશે અશક્ત બન્યાં હતાં. શહેરના ૧૫૦ દાક્તરોમાંથી ૬૫ તો મૃત્યુ જ પામ્યા હતા, અને બાકીના ઘવાયા હતા. ૧૭૮૦ નર્સોમાંથી ૧૬૫૦ જેટલી મરી ગઇ હતી યા તો ગંભીર ઘાને કારણે કામ કરવા અશક્ત બની હતી.

શહેરની સૌથી મોટી ઇસ્પિતાલમાં—રેડક્રોસની ઇસ્પિતાલમાં—૩૦માંથી ૬ દાક્તરો અને ૨૦૦ માંથી માત્ર ૧૦ નર્સો કામ કરી શકે તેમ હતાં. રેડક્રોસ ઇસ્પિતાલના સ્ટાફના કોઈ દાક્તર સુરક્ષિત રહ્યા હોય તો તે ડા. સસાકી. ધડાકા પછી તે પાટાઓ લેવા સ્ટોરમાં ગયા. ઇસ્પિતાલમાં ફરતાં તેમણે જોયેલા અન્ય ઓરડાની માફક આ ઓરડો પણ અસ્તવ્યસ્ત હતો. દવાના બાટલા ખાનામાંથી બહાર પટકાઈ ભાંગી ગયા

હતા. મલમ ભીંત પર છંટાયો હતો. કેટલાક પાટાઓ તથા મરકયુરોક્રોમની એક આખી બાટલી લઈ તે ઉતાવળથી મુખ્ય દાક્તર પાસે પહોંચ્યા અને તેમના ઘા બાંધ્યા. ત્યાંથી તે પડાળીમાં ગયા અને ઘવાયેલા દરદીઓ, દાક્તરો તથા નર્સોને પાટાપિંડી કરવા માંડયા. ચશ્મા વગર તેમની એટલી ભૂલો થતી કે એક જખ્મી નર્સ પાસેથી તેમણે તેના ચશ્મા લઈ લીધા. દષ્ટિદોષ માટે તે ચશ્મા યોગ્ય નહોતા, છતાં ય કાંઈ નહોતું તે કરતાં વે સારું કામ આપતા હતા. (એક મહિના સુધી આ ચશ્માથી તેને નિભાવવું પડયું.)

ડૉ. સસાકી કશી પણ પદ્ધતિ વગર જ કરતા કામ હતા. જે નજીક હતા તેમને તેમણે પહેલા હાથમાં લીધા. તુરત જ તેમણે જોયું કે આખી પડાળી ભરાતી જતી હતી. ઇસ્પિતાલના મોટા ભાગના લોકોને થયેલા ઘસારા અને ઘાના ચિરાડા સાથે તેમણે ગંભીર બળેલા પણ જોયા. આવા દરદીઓ મોટે ભાગે બહારથી આવતા હતા, તે પણ તેમના ધ્યાનમાં આવ્યું. આવા લોકોની સંખ્યા એટલી મોટી હતી કે હળવા ઘાનો ઉપચાર તેમણે મોકૂફ રાખ્યો. લોકો આવા ઘાથી મૃત્યુ ન પામે તેટલું કરવાની જ તેમણે હવે આશા રાખી. હજી વધારે સમય વીત્યો નહોતો, ત્યાં દરદીઓ જુદાજુદા ખંડની ભૂમિ પર, પ્રયોગશાળામાં તથા અન્ય ઓરડાઓમાં, પડાળી અને નિસરણી પર, મુખ્ય ઓરડામાં, દરવાજાની આડમાં અને પથ્થરનાં પગથિયાં પર, બહારના રસ્તે અને આંગણામાં, રસ્તાનાં મકાનોમાં ઠેરઠેર ઊભરાયે જતાં હતાં. ઘવાયેલા માણસો લંગડાતા માણસોને

ટેકો આપતા; પાંગળાં બનેલાં કુટુંબો એકબીજાના આધારે આવતાં; ઘણા માણસોને ઊલટી થતી હતી. શાળાની બાલિકાઓની મોટી સંખ્યા—તેમાંની કેટલીકને આગશેરીઓ સાફ કરવા માટે વર્ગોમાંથી બહાર લઇ જવામાં આવી હતી—ઇસ્પિતાલમાં આવી. અઢી લાખની વસતીવાળા આ શહેરમાંથી એક જ ઘાએ લગભગ એક લાખ મરી ગયા હશે યા મૃત્યુની સ્થિતિમાં મુકાયા હશે, અને બીજા લાખ ઘવાયા હશે. આમાંના લગભગ દશ હજાર જેટલા તો શહેરની સારામાં સારી ઇસ્પિતાલ તરફ આવ્યા. અને ઇસ્પિતાલ આ ધસારાને પહોંચી વળવા અસમર્થ હતી કારણકે ત્યાં માત્ર ૬૦૦ જ ખાટલાઓ હતા, અને તે પણ બધા રોકાયેલા હતા. ઇસ્પિતાલમાં ગૂંગળાતા ટોળામાંના લોકો રડતા હતા, દા. સસાકી માટે બૂમો મારતા હતા: "સેન્સી ! દાક્તર....!" ઓછા ઘવાયેલા માણસો આવીને દાક્તરની બાંય ખેંચતા અને વધારે ઘવાયેલાની સારવાર કરવા સારુ તેમને તાણી જતા. મોજાંવાળા પગે અહીંતહીં ઢસડાતા, સંખ્યાથી ભ્રમિત ને ચકિત થયેલા, અને આટલા બધા માંસપિંડથી ગભરાયેલા દા. સસાકી એ ધંધાનો બધો વિવેક ગુમાવી બેઠા. તે હોંશિયાર સર્જન તથા હમદર્દ તરીકે કાર્ય કરતા અટકી ગયા; ઘા સાફ કરતા, લપેડા કરતા, અને પાટા બાંધતા એક યંત્ર સમાન તે બની ગયા.

હિરોશિમાના કેટલાક જખમીઓ ઇસ્પિતાલનો શંકાસ્પદ શોખ માણવાને અસમર્થ હતા. ઈસ્ટ એશિયા ટીન વર્કસના નોકરીખાતાની ઑફિસમાં મિસ સસાકી પ્લાસ્ટર, લાકડું, પતરાં તથા પુસ્તકોના જંગી ઢગલા નીચે દૂંટિયું

વાળીને મૂર્છિતાવસ્થામાં પડી હતી. લગભગ ત્રણ કલાક સુધી (તેના પોતાના અંદાજ પ્રમાણે) તે બેભાન રહી. તેની પ્રથમ સંવેદના ડાબા પગની દારુણ વેદનાની હતી પુસ્તકો અને ભંગાર વચ્ચે એવું અંધારું હતું કે જાગૃતિ અને મૂર્છા વચ્ચેની સીમા સૂક્ષ્મ હતી. આ સીમા તેણે અવારનવાર ઓળંગી, કારણકે વેદના જાગતી અને શમી જતી. કોઈ વાર વેદના તીવ્ર હતી, ત્યારે તેને ઘૂંટણ નીચેથી પગ કપાઈ ગયો હોય તેમ જ લાગતું હતું. પાછળથી ઉપરના ઢગલા ઉપર કોઈનો પગરવ તેણે સાંભળ્યો, અને આસપાસના ઢગમાંથી ચિચિયારીઓ સંભળાઈ: "મદદ કરો! બહાર કાઢો"

થોડાક દિવસ ઉપર ડૉ. ફુજીએ પાટો આપ્યો હતો તે વડે ફાધર કલીનસોર્ગે ફાધર શીફરના ઘા જેમતેમ બાંધ્યા અને લોહી અટકાવ્યુ. કામ પૂરું કરી તે પુનઃ મીશનના મકાનમાં ગયા. ત્યાંથી લશ્કરી ગણવેશમાંનું જાકિટ તથા જૂની ભૂરી પાટલૂન લઈ આવ્યા. આ પહેરી તે બહાર ગયા. પડોશમાંથી એક સ્ત્રી દોડતી આવી અને કલીનસોર્ગને બૂમો મારવા લાગી: 'મકાન નીચે મારો પતિ દટાઈ ગયો છે, અને ઘરને આગ લાગી છે; તમારે આવવું જોઈએ, તેને બચાવવો જોઈએ.'

આ સમૂહવ્યાપી આપત્તિથી અંજાઈ ગયેલા અને વધારે ને વધારે ઉપેક્ષા દાખવતા ફાધર કલીનસોર્ગે કહ્યું: "અમારી પાસે ઝાઝો સમય નથી." આસપાસના બધાં મકાનો સળગતાં હતાં, અને પવન જોરથી ફૂંકાતો હતો.

તેમણે પૂછ્યું: "મકાનના બરોબર કયા ભાગ નીચે તે છે તેનો તમને ખ્યાલ છે?"

"હા, હા!" પેલી સ્ત્રીએ જવાબ વાળ્યો: "ચાલો, જલદી ચાલો."

બન્ને મકાન નજીક ગયાં. મકાનના અવશેષો વેગથી સળગતા હતા. પરન્તુ બન્ને ત્યાં ગયાં ત્યારે જ ખબર પડી કે પતિ કયાં દટાયેલો છે તે વિશે સ્ત્રીને ખબર જ નહોતી. ફાધર ક્લીનસોર્જે બેચાર વાર બૂમો મારી: "કોઈ ત્યાં છે?" કશો ઉત્તર ન મળ્યો. ક્લીનસોર્જે સ્ત્રીને કહ્યું: 'આપણે અહીંથી ચાલી નીકળવું જોઈએ—નહિતર આપણે પણ મરી જઈશું.' તે પોતાના ચોકઠામાં પાછા આવ્યા અને ફાધર સુપીરિયરને ઉદ્દેશીને બોલ્યા કે આગ પવન સાથે ઝડપથી આવી રહી છે—અને પવન હવે ઉત્તર તરફથી વાઇ રહ્યો છે. બધા માટે ચાલી નીકળવાનો સમય આવી ગયો છે.

તે જ વેળાએ, મીશનના મકાનના બીજા માળની બારીએ ધડાકાની દિશા તરફ દૃષ્ટિ ઠેરવીને ઊભેલા દેવળના મંત્રી મિ. કુકાઈ તરફ કિન્ડરગાર્ટનના શિક્ષકે આંગળી ચીંધી. મિ. કુકાઈની આંખમાંથી આંસુ રેલાતા હતા. સીડી જરા ડગમગતી હોવાથી ફાધર સીસલીક બીજી સીડી શોધવા મકાનની પછવાડે ગયા. ત્યાં એક તૂટેલા છાપરા નીચે દટાઈ ગયેલા માણસોની મદદ માટેની બૂમો તેમણે સાંભળી આ છાપરું ઊંચકવા તેમણે પસાર થતા રાહદારીઓને બોલાવ્યા, પરન્તુ કોઈએ કશું ધ્યાન ન આપ્યું. એટલે દટાયેલાઓને મરવા છોડવા સિવાય તેમનો છૂટકો નહોતો.

ફાધર કલીનસોર્જ મીશનના મકાનની અંદર ગયા અને વાંકીચૂંકી થઈ ગયેલી તેમજ ચીપ તથા પ્લાસ્ટરથી ઢંકાયેલી સીડી સમારી તેમણે મિ. કુકાઇને ઓરડાના બારણેથી ઊતરી આવવા બૂમ મારી.

લગભગ પચાસ વર્ષના ઠીંગણા મિ કુકાઇએ ધીરે રહીને માથું ફેરવ્યું. તેમની આંખમાં વિચિત્ર દૃષ્ટિ હતી તેમણે કહ્યું: "મને અહીંયાં જ રહેવા દો."

ફાધર કલીનસોર્જ ઉપર ઓરડામાં ગયા, અને મિ. કુકાઈનો કોટ પકડી કહ્યું: "ચાલો મારી સાથે, નહિતર આમાં હોમાઈ જશો."

મિ. કુકાઈએ ઉત્તર વાળ્યો: "મને અહીંયાં હોમાઈ જ જવા દો."

ફાધર કલીનસોર્જ કુકાઈને ઓરડા બહાર કાઢવા હચમચાવવા માંડયા. તે વખતે ધર્મગ્રંથવાળો પેલો વિદ્યાર્થી ઉપર આવ્યો. તેણે મિ. કુકાઇના પગ પકડયા. ફાધર કલીનસોર્જે તેમના ખભા ઝાલ્યા. બન્ને જણાએ આમ ભેગા થઈને તેમને નીચે સીડી ઉતરાવી નીચે ફળિયામાં લઈ આવ્યા. "હું ચાલી શકુ તેમ નથી," મિ. કુકાઈ બૂમો મારતા હતા: "મને અહીંયાં જ રહેવા દો." ફાધર કલીનસોર્જ પૈસાવાળી પેટી લઈ આવ્યા અને મિ. કુકાઈને ખભા પર ઊંચકી લીધા. આખી ય ટોળી જિલ્લાના સલામત વિસ્તાર ઈસ્ટ પેરેડ મેદાન તરફ જવા નીકળી. તેઓ દરવાજા બહાર નીકળતા હતા તે જ વેળાએ સાવ બાળક સમાન થઇ ગયેલા મિ. કુકાઈ ખભા પર હાથ પછાડી આક્રંદ કરતા હતા:

"હું નહિ જાઉં, મારે નથી જવું." સાવ અસંબદ્ધ રીતે ફાધર કલીનસોર્જ ફાધર લ સાલે તરફ વળ્યા અને કહ્યું: "આપણી બધી મિલકત ચાલી ગઇ છે–પરન્તુ વિનોદવૃત્તિ તો હજી ય રહી છે."

આખો રસ્તો ધસી આવેલાં ઘરોની દીવાલોથી અને તૂટી પડેલા ટેલિફોનના થાંભલાઓ અને તારોથી ખિચોખિચ ભરાયેલો હતો. પ્રત્યેક બીજા કે ત્રીજા મકાનમાંથી દટાયેલા અને તરછોડાયેલા માણસોના ઔપચારિક વિનય સાથેના અવાજો અનિવાર્યપણે આવતા હતા: "તાસુકેટે કુરે! સહાય કરો!" જે ખંડેરોમાંથી આ અવાજ આવતા હતા: તેમાંના કેટલાકને તો મિત્રોના ઘર તરીકે પણ આ પાદરીઓ ઓળખી શકયા. પરન્તુ આગના કારણે મદદ કરવાનું હવે બને તેમ નહોતું. આખે રસ્તે મિ. ફુકાઇ ગણગણ્યા કરતા હતા: "મને અહીંયાં જ રહેવા દો." છૂટાંછૂટાં નહિ પણ જાણે એક આગમાં જ ભભૂકતાં હોય તેવાં મકાનોની શેરી આગળ તે બધા આવ્યા અને ત્યાંથી જમણી તરફ વળ્યા. સકાઇ પુલ તેમને ઇસ્ટ પેરેડ મેદાન તરફ લઇ જતો હતો ત્યાં આવી તેમણે જોયું તો સામા કિનારાની આખી વસતી આગમાં સપડાઇ હતી. એટલે આ પુલ ઓળંગવાની તેમની હિંમત ન ચાલી અને ડાબી બાજુએ આવેલા અસાનો બાગમાં આશ્રય માટે જવાનું તેમણે નક્કી કર્યું. બે દિવસથી થયેલા મરડાના કારણે અશક્ત થયેલા ફાધર કલીનસોર્જના પગ આ કુરિયાદ કરતા ભારથી લથડતા હતા, અને બાગ તરફ જતા રસ્તાને અવરોધતાં ભાંગેલાં ઘરોના

ખડકાયેલા ઢગલા પર ચઢવા જતા તેમના પગ ખરેખર લથડયા. મિ. કુકાઈને તેમણે પડતા મૂક્યા, અને નદીને કિનારે ચત્તાપાટ પડયા. તે ઊભા થયા ત્યારે તેમણે મિ. કુકાઈને દોડી જતા જોયા. પુલ સમીપે ઊભેલા ડઝન જેટલા સૈનિકોને તેમને અટકાવવા ફાધર ક્લીનસોર્જે બૂમ મારી.

મિ કુકાઈને પાછા લાવવા જતા હતા, ત્યાં ફાધર લ સાલેએ બૂમ મારી: "ચાલો, હવે ઉતાવળ કરો, સમય બરબાદ ન કરો." એટલે તેમણે મિ. કુકાઈની સંભાળ લેવા જેટલી વિનંતિ જ સૈનિકોને કરી. તેમણે હા પાડી. પરન્તુ પેલો ભગ્નહૃદય માણસ તેમનો હાથ છુકાવી દોડી ગયો હતો. પાદરીઓએ તેમને છેલ્લો જ્યારે જોયો ત્યારે તે આગ તરફ પાછો દોડતો હતો.

મિ. ટેનીમોટો કુટુંબ તથા દેવળ માટે ચિંતાતુર થઈને પ્રથમ તો કોઈના ટૂંકામાં ટૂંકા રસ્તે આવવા ગયા. શહેર તરફ જનારા એ એકલા જ હતા. તેમણે સેંકડો માણસોની કતારો નાસી છૂટતી જોઈ. તેમાંના પ્રત્યેકને થોડીઘણી ઈજા થઈ હતી. કેટલાકની ભ્રમરો બળી ગઈ હતી; કેટલાકનાં મોં અને હાથ પરની ચામડી લબડતી હતી. હાથમાં કાંઈ લઈ જતા હોય તેમ કેટલાક વેદનાના કારણે બન્ને હાથ ઊંચા રાખી ચાલતા હતા. કેટલાક ચાલતાં ચાલતાંય ઊલટીઓ કરતા હતા ઘણા નગ્ન હતા યા તો ફાટેલે કપડે હતા. એમનાં નગ્ન શરીર પર ઝળેલાએ આકૃતિઓની કારીગરી કરી હતી—અંદરના ખમીસના ચટાપટાની. કેટલીક સ્ત્રીઓના શરીર પર (સફેદ કપડાં ઓઢ્યાની

ગરમીને પાછી ઠેલતાં હતાં, ત્યારે કાળાં કપડાં તે ગળી જતાં અને ગરમી ચામડી સુધી જતી) તેમના પહેરવેશ—કીમોનો—પર હોય છે તેવાં ફૂલોની ભાત પડી હતી. ઘવાયેલા હોવા છતાં ઘણા પોતાથી વધારે જખ્મી થયેલાઓને ટેકો આપતા હતા. લગભગ બધાનાં જ માથાં નમેલાં હતાં, બધા સીધું જોતા હતા, મૂંગા હતા; મોં પર જાણે કશો જ ભાવ નહોતો.

કોઈ પુલ અને કેનન પુલ ઓળંગી, આખે રસ્તે દોડતાં આવી, શહેરની મધ્યમાં આવતા મિ.ટેનીમોટોએ જોયું કે બધાં જ મકાનો પડી ગયાં છે અને ઘણાને આગ લાગી છે. અહીં ઝાડ સૂકાં હતાં, તેમનાં થડિયાં કજળેલાં હતાં. તેમણે થોડીક જગ્યાએથી ખંડેરોમાં જવા પ્રયાસ કર્યો, પરન્તુ આગની જ્વાળાઓએ તેમને અટકાવ્યા. ઘણાં મકાનો નીચેથી લોકો મદદ માટે બૂમો મારતા હતા. પરન્તુ મદદ કરનાર કોઇ નહોતું. સામાન્યતઃ ઊગરી ગયેલાઓ તે દિવસે સગાંવહાલાં કે પડોશીઓને જ મદદ કરતા; વેદનાના વિસ્તાર પામતા જતા વર્તુલને સહી લેવા કે સમજવાને તે દિવસે કોઈ તત્પર ન હતું. એક ખ્રિસ્તી તરીકે આ બધા ફસાઇ ગયેલા માટે તેમનું હૃદય અનુકંપાથી ભરાઇ ગયું. એક જપાની તરીકે સુરક્ષિત રહી જવાની તેમને શરમ લાગી. દોડતા દોડતા તેમણે પ્રાર્થના કરી: "પ્રભુ આમને બચાવો અને આગમાંથી ઉગારો."

ડાબી બાજુએ જવાથી આગમાંથી છટકાશે તેમ માની તે પાછા કેનન પુલ પર થઈ લાંબા અંતર સુધી એક નદીને કિનારે કિનારે આવ્યા. તેમણે વચમાં આવતી પગથીઓ

દ્વારા અંદર જવાનો પ્રયાસ કરી જોયો. પરન્તુ આ બધા જ માર્ગ બંધ હતા. એટલે વધુ ડાબી તરફ જઈ તે શહેરને અર્ધગોળાકારમાં વીંટી દેતી રેલવે લાઈન પર આવેલા યોકોગાવા સ્ટેશન તરફ દોડયા. ત્યાં સળગતી ટ્રેન તેમના જોવામાં આવી. અત્યાર સુધી જોયેલા નુકસાનનો વિસ્તાર એટલો મોટો હતો કે તળેટીમાં આવેલા ગીઓન પરા તરફ બે માઇલ સુધી એ ઉત્તરે દોડયા. આખે રસ્તે તેમણે દાઝેલા અને ઘવાયેલા માણસોને પાછળ મૂકી દીધા. કશોક ગુનો કર્યો હોય તેમ ઉતાવળમાં દાઝેજમણે જતા અને ચાલતા માણસોમાંથી કોકને કહેતા, "મને માફ કરજો. મારે તમારા જેવો બોજો વેઠવાનો નથી." ગીઓન નજીક તેમને શહેરને મદદ કરવા જતા ગ્રામવાસીઓ સામા મળ્યા. તેમને જોઇ કેટલાક એકસામટા બોલી ઊઠ્યા: "જુઓ તો! આમને જરાએ ઇજા થઈ નથી લાગતી." ગીઓન જઈ ઓટા નદીના જમણા કિનારા તરફ તે વધ્યા, અને પુનઃ આગ સામે આવ્યા. ત્યાં સુધી કિનારે આગ નહોતી, એટલે ખમીસ અને જોડા ફેંકી તેમણે નદીમાં ઝંપલાવ્યું. મધવહેણે પ્રવાહ ઠીકઠીક બળવાન હતો. આખરે શ્રમ અને ભયે એ ગભરાઈ ગયા હતા. થોડાક માઇલો સુધી તો એ દોડયા જ હતા. તે પાંગળા બની ગયા અને પાણીમાં ખેંચાયા. તેમણે પ્રાર્થના કરીઃ "આ નદી ઓળંગવામાં મને સહાય કર! પ્રભો! જ્યારે મને જરાએ ઇજા થઈ નથી, ત્યારે આવી રીતે ડૂબી મરવામાં કશો અર્થ નથી." થોડીક મહેનત બાદ તે હળવા વહેણમાં આવ્યા.

કિનારે આવી તે શિંટો દેવળ સુધી દોડયા ત્યાં પાછી

આગ હતી. તેને વળીને ડાબી બાજુ તરફ જવા તે નીકળ્યા. ત્યાં ન માની શકાય તેવા નસિબસંજોગે તેમને તેમની પત્નીનો ભેટો થઈ ગયો. તેના હાથમાં નાનો પુત્ર હતો. લાગણીથી જ મિ. ટેનીમોટો એટલા બધા શ્રમિત થઈ ગયા હતા કે કોઈ પણ વાતથી તેમને વિસ્મય થાય તેમ હતું જ નહિ. પત્નીને તે ભેટી પણ શક્યા નહિઃ માત્ર એટલું જ પૂછી શક્યા, "ક્ષેમકુશળ ખરી ને!" પત્નીએ વાત કરી: ચુશિ-કાથી આગલી રાતે જ જાણે ધડાકા માટે સમયસર જ હું ઘેર આવી, અને હાથમાં બાળક સાથે દેવળ નીચે દટાઈ. ઉપરથી ભંગારનો ઢગલો કેવી રીતે નીચે દબાવતો હતો અને બાળક કેવું રડતું હતું તે પણ તેણે કહ્યું. ત્યાં પ્રકાશનું એક કિરણ આવતું જોયું. એક હાથ વડે ધીરેધીરે પોતે બાકોરું મોટું કર્યું. અર્ધા કલાક પછી બળતા લાકડાના તૂટવાનો અવાજ આવ્યો, અંતે બાળકને બહાર કાઢવા જેટલું બાકોરું મોટું થયું હતું. તે પણ ધીરે રહીને તેમાંથી બહાર ચઢી આવી. હવે તે ચુશિકા પાછી જતી હતી. મિ. ટેનીમોટોએ કહ્યું કે, 'દેવળ જોવાની તથા પડોશી મંડળના માણસોની દરકાર લેવાની મારી ઇચ્છા છે. એટલે હું ત્યાં જઈશ.' બંને જાણે આકસ્મિક રીતે મળ્યાં હતાં અને એ જ રીતે ચકિત અવસ્થામાં તેઓ એકબીજાથી છૂટાં પડ્યાં.

આગની આસપાસના રસ્તાએ મિ. ટેનીમોટોને ઈસ્ટ પેરેડ મેદાન પર આણ્યા. આ જગ્યા સ્થળાંતર માટે હોવાથી ત્યાંનું દૃશ્ય ભીષણ લાગતું હતું: ત્યાં દાઝેલાં અને ઘવાયેલાંની કતારો ને કતારો હતી. દાઝ્યાં હતાં તે બૂમો

મારતાં હતાં: "મીઝુ! મીઝુ! પાણી પાણી!" મિ. ટેની-મોટોએ રસ્તા પર એક વાસણ પડેલું જોયું, અને નજીકના ભાંગેલા ઘરમાં હજી ય ચાલુ રહેલો નળ જોયો. આ પીડાતા માણસોને માટે તેમણે પાણી લાવવા માંડયું. ત્રીસેક જણાને આવી રીતે પાણી આપ્યું, ત્યારે તેમને લાગ્યું કે આમાં તો ઘણો સમય જતો હતો. એટલે તરસથી બૂમો મારતા અને હાથ પ્રસારતા બીજા માણસોને તેમણે મોટેથી કહ્યું: "મારે ઘણા માણસોની દેખભાળ કરવાની છે." એમ કહી હાથમાં વાસણ લઈ, એ નદી તરફ દોડયા અને નદીને સાંધતી એક નીચા-ણવાળી જમીનની પટ્ટીમાં પડયા. ત્યાં સેંકડો માણસો હતા. તે બધા એટલા સખત રીતે ઘવાયેલા હતા કે સળગતા શહેરથી વધારે દૂર જવાની તેમનામાં શક્તિ રહી નહોતી. તેમણે આ એક ટટાર, બિન-જખ્મી માણસને જોયો કે તુરત જ તેમનું ગાણું શરૂ થયું: 'મીઝુ, મીઝુ.' મીઝુ. મિ. ટેનીમોટો તેમનો અનાદર ન કરી શકયા. તેમણે નદીમાંથી પાણી લઈ તેમને પાવા માંડયું. પરન્તુ આ એક ભૂલ હતી, કારણકે પાણી ભરતીનું અને ખારું હતું. એવામાં બેત્રણ મછવાઓ અસાના બાગમાંથી ઘવાયેલા લોકોને સામા કિનારે લઈ જતા હતા, તેમાંનો એક મછવો આ પટ્ટી આગળ આવ્યો. એટલે મિ. ટેનીમોટો મોટેથી બોલી, માફી માગી, તેમાં ચડી બેઠા. તે સામે કિનારે ગયા. ત્યાં નાના ઝાડવામાં સૂચનાનુસાર આવેલા તેમના પડોશી મંડળના કેટલાક સભ્યોને તેમણે જોયા. ત્યાં તેમના ઘણા મિત્રો અને ઓળખીતાઓ પણ હતા. તેમાં ફાધર કલીન્સોર્જ અને બીજા કેટલાક કેથોલિકો હતા. પરન્તુ તેમાં તેમના ખાસ

મિત્ર કુકાઈ તેમને ન જણાયા. "કુકાઈ મહાશય ક્યાં છે?" તેમણે પૂછ્યું.

"અમારી સાથે આવવા તે તૈયાર નહોતા," ફાધર ક્લીનસોર્જે કહ્યું: "એટલે એ પાછા દોડી ગયા."

મિસ સસાકીએ પતરાના કારખાના નીચે પોતાની સાથે દટાયેલા માણસોના અવાજ સાંભળ્યા, એટલે તેમને તેણે બોલાવવા માંડ્યા. સૌથી નજીકના પડોશમાં કારખાનામાં કામ કરવા બોલાવાયેલી મહાશાળાની એક છોકરી હતી. તેણે કમ્મર ભાંગ્યાની ફરિયાદ કરી. મિસ સસાકીએ ઉત્તર વાળ્યો: "હું પણ અહીંયાં જ પડી છું. મારાથી ચલાતું નથી. મારો ડાબો પગ કપાઈ ગયો છે."

થોડાક સમય પછી ઉપર કોઈના ચાલવાનો તથા આમતેમ ફરવાનો અવાજ આવ્યો. ગમે તેમ હોય, તેણે ખોદવાનું શરૂ કર્યું.

તેણે કેટલાક માણસોને મુક્ત કર્યા: તેમાં પેલી વિદ્યાર્થિની પણ નીકળી. તેની કમ્મર ભાંગી ગઈ નહોતી, અને તે બહાર આવી. મિસ સસાકીએ આ સહાયકને બૂમ મારી. તેણે એ દિશા તરફ ખોદવા માંડ્યું. તેણે ઢગલાબંધ ચોપડીઓ ખસેડીને એક નીક બનાવી. આ નીકમાંથી મિસ સસાકી તેનો પરસેવાવાળો ચહેરો જોઈ શકી.

તે બોલ્યો, "તમે બહાર આવો."

"પણ મારાથી ચસાતું જ નથી ને!" મિસ સસાકીએ ઉત્તર આપ્યો. પેલા માણસે જરા વધારે જગ્યા કરી અને

બધું બળ અજમાવી બહાર આવવા સૂચવ્યું. 'પરન્તુ તેણે જોયું તો મિસ સસાકીના પગ પર પુસ્તકો ખડકાયેલાં હતાં, આ ચોપડીઓ પર પુસ્તકોની એક આલમારી ઝૂકી હતી, અને તેના પર એક ભારે પાટડો પડેલો હતો. "જરા થંભો," તેણે કહ્યુ: "થોભો, હું દોરડા લઈ આવું"

પેલો માણસ લાંબા સમયે પાછો આવ્યો. પણ હવે તેનો મિજાજ ઠેકાણે નહોતો: જાણે મિસ સસાકી પોતે જ પોતાની દશા માટે જવાબદાર હતી! તેણે પેલી નીકમાંથી બૂમ મારી: "તમને મદદ કરવા અમારી પાસે મદદના માણસો નથી. તમારે જાતે જ બહાર આવવું પડશે."

"એ તો અસંભવિત છે. મારો ડાબો પગ........" મિસ સસાકીએ કહ્યું ત્યાં તો પેલો માણસ ચાલ્યો ગયો હતો

બહુ વારે બીજા થોડાક માણસો આવ્યા અને તેમણે મિસ સસાકીને બહાર કાઢી. તેનો ડાબો પગ સાવ છૂટો નહોતો થઈ ગયો—પરંતુ તે ભૂંડી રીતે ઘવાયો અને કપાયો હતો. ઘૂંટણ નીચે એ જાણે લટકીને રહ્યો હતો. તે લોકો તેને ઊંચકીને ફળિયામાં લાવ્યા વરસાદ પડતો હતો. વરસાદમાં જ તે જમીન પર બેઠી. વરસાદ વધવા માંડ્યો એટલે કોઈકે બધા ઘવાયેલાઓને કારખાનાનાં આશ્રયસ્થાનોમાં જવાનું સૂચવ્યું "અંદર ચાલો," એક જખ્મી સ્ત્રીએ મિસ સસાકીને કહ્યુ: "કૂદતાં કૂદતાં આવી શકાશે" પરન્તુ મિસ સસાકી ખસી ન શકી—તે વરસાદમાં જ બેસી રહી પછી એક માણસ લોખંડનું મોટું પતરું લઈ આવ્યો, અને તેને હાથમાં લઈ તેની નીચે મૂકી આવ્યો મિસ

સસાકી તેનો પાડ માનતી હતી, ત્યાં તે કરુણ રીતે ઘવા-ચેલાં બે જણને તેની સાથે મૂકી ગયો. આ બેમાં એક સ્ત્રી હતી, અને તેનું આખું સ્તન કપાઈ ગયું હતું. બીજો પુરુષ હતો અને તેનું મોં બળવાને કારણે કાચા માંસ જેવું થઈ ગયું હતું. પછી કોઈ પાછું ન આવ્યું. વરસાદ બંધ થયો. વાદળઘેરી બપોર ધગધગતી હતી. આ વાંકા પતરાના ટળેલા ટેટકા નીચે આરામ લેતી આ ત્રણ બિહામણી વ્યક્તિઓને રાત પડતાં અગાઉ તો ભારે દુર્ગંધ આવવા લાગી.

નોબોરી–ચા પડોશી મંડળના આગલા વડા યોશિડા એક ઉત્સાહી માણસ હતા. તે જ્યારે જિલ્લાનાં આશ્રય-સ્થાનોના હવાલામાં હતા ત્યારે હંમેશાં બડાશ હાંકતા કે આખા હિરોશિમાને ભલે આગ ઘેરી વળે, પણ નોબોરી–ચોમાં તે કદી નહિ પેસી શકે. બોમ્બે તેનું ઘર ઉરાડી દીધું, અને મોભે તેના પગ જમીન સાથે જડી દીધા. રસ્તા પરનું જેસ્યુઈટ મીશનનું મકાન તથા રસ્તે ઉતાવળે આવ્યા જતા માણસો તેમને બરોબર દેખાતા હતા. ઉતાવળમાં દોડતાં, બાળકો સાથેનાં મિસિસ નાકામુરાએ અને ખાંધ પર મિ કુકાઈને ઊંચકી જતા ફાધર ક્લીનસોર્જે તેમને જોયા પણ ભાગ્યે જ. જેની વચ્ચે તે પસાર થતા હતા તે આપત્તિઓના અસ્પષ્ટ વૃંદના તે એક ભાગરૂપે હતા. મદદ માટેની તેમની ચીસોનો કશો ઉત્તર ન મળ્યો. મદદ માટે બૂમો મારનારા એટલા બધા હતા કે તેની નોખી નોખી બૂમ સંભળાય તેમ જ નહોતું. એ બધા આગળ ચાલ્યા ગયા. નોબોરીચો ખાલી થઈ ગયું, અને આગ અંદર વધવા લાગી. આખા વિસ્તારમાં તેમણે લાકડાનું એકમાત્ર પેલું મીશન–

મકાન ઊભું જોયું. તે પણ આગની જ્વાળામાં લપેટાઈ ગયું હતું. તેમના ચહેરા પર તેની ગરમીની સખત ઝાળ લાગતી હતી હવે જ્વાળાઓ રસ્તાની તેમની બાજુએ આવી અને તેમના ઘરમાં પેઠી. ભીષણ શક્તિના પ્રચંડ આવિર્ભાવે તે ઊભા થયા, અને જે આગ અહીંયાં આવવાની જ નહોતી એવી તેમની માન્યતા હતી તે આગથી વીંટાયેલી નૌબોરી-ચોની ગલીઓમાં તે દોડવા લાગ્યા. તેમનું વર્તન કોક ઘરડા માણસ જેવું થઈ ગયું. બે મહિના પછી તેમના વાળ પણ ધોળા થઈ ગયા.

ડૉ. કુજી આગની ઝાળથી બચવા માટે ગળા સુધી પાણીમાં ઊભા હતા. ત્યાં પવન વધારે ને વધારે જોરથી ફૂંકાવા લાગ્યો અને પાણીનો વિસ્તાર નાનો હોવા છતાં મોજાં એટલે ઊંચે ચઢવા લાગ્યાં કે પુલ નીચેના માણસોના પગ પણ ડગમગવા માંડ્યા ડૉ. કુજી કિનારા પાસે ગયા, નીચા નમ્યા, અને કામ કરી શકતા હાથ વડે તેમણે એક મોટો પથ્થર પકડયો. પાછળથી નદીને કાંઠે કાંઠે આગળ ધપવાનું શકય બન્યું, અને ડૉ. કુજી બે બચેલી નર્સો સાથે સામે વહેણે બસો વારનું અંતર કાપી અસાનો બાગની પટ્ટી સુધી આવ્યા. ત્યાં ઘણાં ઘાયલો રેતીમાં પડયાં હતાં. ડૉ. માશી પણ તેમના કુટુંબ સાથે ત્યાં હતા. બૉમ્બ ફાટયો ત્યારે બહાર ફરવા ગયેલી ડૉ. માશીની છોકરી બન્ને હાથે પગે સખત રીતે દાઝી ગઈ હતી, પરન્તુ તેનું મોં બચી ગયું હતું પોતાનો ખભો ખૂબ દુખતો હતો, છતાં ડૉ. કુજીએ આ છોકરીના ઝખ્મો જિજ્ઞાસાપૂર્વક તપાસ્યા.

પછીથી એમણે પણ લંબાવ્યું. આસપાસ દુર્દશા હોવા છતાં ય તેમને પોતાના દેખાવની શરમ આવતી હતી. ફાટેલા અને લોહીવાળા અંદર પહેરવાના કપડાને કારણે પોતે ભિખારી જેવા લાગતા હતા. તે વિશે તેમણે ડૉ. માશીને કહ્યું પણ ખરું. નમતી બપોરે જ્યારે આગ ઠરવા આવી, ત્યારે તેમણે નાગાત્સુકાના પરામાં આવેલા બાપીકા ઘરે જવાનો નિર્ણય કર્યો. તેમણે ડૉ. માશીને સાથે આવવા કહ્યું. પરન્તુ તેમણે જવાબ વાળ્યો: 'હું તો દીકરીની ઇજ્જતને કારણે કુટુંબ સાથે આ ખાડીમાં જ પડ્યો રહીશ.' ડૉ. કુજી નર્સો સાથે ગુશિડા ગયા, ત્યાં સગાંવહાલાંનાં અર્ધતૂટ્યાં ઘરોમાં મૂકી રાખેલા પ્રાથમિકોપચારનાં સાધનો તેમને હાથ લાગ્યાં. બન્ને નર્સોએ તેમને અને તેમણે નર્સોને પાટા બાંધ્યા. બધાં આગળ ગયાં. બહુ ઓછા લોકો હવે રસ્તામાં ફરતા હતા. ઘણા લોકો પગપાથરીએ બેઠા યા સૂતા હતા, ઊલટી કરતા હતા, મૃત્યુની રાહ જોતા હતા, અને મરણશરણ થતા હતા. નાગાત્સુકાને રસ્તે રઝળતાં શબોની સંખ્યા વધારે ને વધારે મૂંઝવતી હતી. દાક્તરને પ્રશ્ન થયો : "મોલોટોવની ફૂલછાબે જ આટલું બધું નુકસાન કર્યું ?"

ડૉ. કુજી સાંજે બાપીકા ઘેર પહોંચ્યા. શહેરની મધ્યથી એ પાંચ માઈલ દૂર હતું. પરન્તુ તેનું ય છાપરું ઊડી ગયું હતું અને બારીઓ ભાંગી ગઈ હતી.

આખો દિવસ લોકો અસાનો બાગમાં આવ્યે જ જતા હતા. આ ખાનગી જાગીર ધડાકાના સ્થળથી ઘણે દૂર હતી, એટલે તેના વાંસ, સરૂ, અને જવારા હજી ય સજીવન હતા.

આ હરિયાળી જગ્યા નિરાશ્રિતોને આમંત્રતી હતી—એક એ કારણે કે અમેરિકનો પાછા આવશે તોપણ મકાનો પર જ બોમ્બ નાંખશે; અને બીજું આ હરિયાળું ઉપવન શીતળતા અને જીવનના નાભિસ્થાન સમું લાગતું હતું. શાંત સરોવરો અને કમાનવાળા પુલો સાથેના જાગીરના સુંદર ખડકો સંપૂર્ણતઃ જપાની, સલામત ને સમસાધારણ લાગતા હતા. તે સાથે પાંદડાં નીચે છુપાઈ જવાની પ્રાચીન પરંપરા તરફ વળવાની અદમ્ય ઝંખના પણ કેટલાકમાં હતી. અહીં મિસિસ નાકામુરા અને તેનાં બાળકો સૌથી પ્રથમ આવ્યાં, અને નદીકાંઠાની વાંસની ઝાડીમાં તેમણે મુકામ કર્યો તેમને ખૂબ તરસ લાગી હતી એટલે તે નદીમાંથી પાણી પીવા માંડ્યાં. તુરત જ તેમને અકળામણ થઈ, અને ઊલટીઓ થવા માંડી. આખો દિવસ તેમને બકારી આવ્યા કરી. બીજા બધાને પણ બકારી આવતી હતી. એ બધાને લાગ્યું કે અમેરિકનોએ નાંખેલા ગૅસના કારણે આ માંદગી આવી છે (બોમ્બ ફાટવાથી 'વીજળી-વાસ'—બૉમ્બના અણુઓની પ્રબળ વાસ—ને કારણે કદાચ આ હશે). ફાધર કલીનસોર્જ અને બીજા પાદરીઓ જ્યારે મિત્રો તરફ જોઈ માથું નમાવતા બાગમાં આવ્યા, ત્યારે બધાં નાકામુરા માંદાં પડી જમીન પર સૂતાં હતાં. મીશનની પડોશમાં રહેતી અને નાકામુરાની પાસે આવીને બેઠેલી ઈવાસાકી નામની એક સ્ત્રીએ ઊભાં થઈ પાદરીને પૂછ્યું કે, "હું છું ત્યાં જ રહું કે તમારી સાથે આવું ?" ફાધર કલીનસોર્જે જવાબ વાળ્યો: "સલામત સ્થળ વિશે મને પોતાને ભાગ્યે જ ખબર છે." તે ત્યાં જ રહી, કશા ય ઘા કે ઝખ્મ વગર તે છેક સાંજે મરણ

પામી. પાદરીઓ કાંઠે કાંઠે આગળ ગયા, અને તેમણે થોડાંક ઝાડવાંમાં મુકામ કર્યો. ફાધર લ સાલેએ જમીન પર લંબાવ્યું અને સૂઈ ગયા. સ્લીપરો પહેરનાર ધર્મશાસ્ત્રનાં વિદ્યાર્થીએ કપડાંની એક પોટલી સાથે લીધી હતી, અને તેમાં ચામડાના જોડાની બે જોડ હતી. બીજાઓની સાથે તે જ્યારે બેઠો, ત્યારે એને ખબર પડી કે આ પોટલાને કોઇએ ફાડયું હતું અને તેમાંથી બે જોડાઓ પડી ગયા હતા—અને હવે બાકી માત્ર ડાબા પગના બે જોડા રહ્યા હતા. પાછા ફરીને તે જમણા પગનો એક જોડો લઈ આવ્યો. પાદરીઓને મળતાં તેણે કહ્યું, "ખરેખર વિચિત્ર છે! પરન્તુ વસ્તુઓની હવે કાંઇ કિંમત રહી નથી. ગઈ કાલે મારા જોડા એ મારી મોંઘામૂલી સંપત્તિ હતી—આજે મને તેની પરવા નથીઃ એક જોડી બસ છે."

ફાધર સીસલીકે કહ્યુંઃ "મને ય એમ જ લાગે છે. પહેલાં મેં ચોપડીઓ સાથે લાવવાનું વિચાર્યું હતું. પછી લાગ્યું કે ચોપડીઓ માટે આ કાંઇ સમય નથી."

હાથમાં વાસણ સાથે જ્યારે મિ. ટેનીમોટો આ લત્તામાં આવ્યા ત્યારે તે ખિચોખિચ ભરાઈ ગયો હતો. મૃત્યુ પામેલામાંથી જીવતાઓને જુદા તારવી કાઢવાનું કામ સરળ નહોતું; કારણ કે ઘણા માણસો ઉઘાડી આંખે નિશ્ચેષ્ટ પડ્યા હતા. ફાધર ક્લીનસોર્જ માટે હજારો જખમીઓ જ્યાં યાતના વેઠતા હતા તેવી આ નદીકાંઠાની ઝાડીની શાંતિ, જીવનના સમગ્ર અનુભવના સૌથી ભીષણ અને વિકરાળ અંગ સમાન હતી. ઘવાયેલા મૂંગા હતા; કોઈ રડતું ન હોતું

અરે વેદનાની ચીસો પણ પાડતું ન હોતું, કોઈને ફરિયાદ કરવાની નહોતી. ઘણા મરતા પણ કોઈ અવાજ કરતું નહોતું. બાળકો સુદ્ધાંત બૂમો મારતાં નહોતાં. બહુ ઓછા માણસો કંઈક પણ બોલતા હતા. અને જ્યારે જેમના ચહેરા ઝઝેલાને કારણે લગભગ શ્યામ બની ગયા હતા, તેમને ફાધર ક્લીનસોર્ગે પાણી આપ્યું, ત્યારે પોતાને ભાગે આવતું પાણી પી તેમણે આભાર માનતા હોય તેમ જરાક માથું ઊંચું કરી નમન કર્યાં.

મિ. ટેનીમોટોએ પાદરીઓને આવકાર્યા અને પછીથી બીજા મિત્રોને જોવા નજર દોડાવી. મેથોડિસ્ટ શાળાના ડાયરેક્ટરનાં પત્ની મિસિસ મત્સુમોટો તેમના જોવામાં આવ્યાં. મિ. ટેનીમોટોએ તેમને પૂછયું: 'તરસ લાગી છે?' તેમણે હા પાડી. એટલે અસાનો બાગમાંના એક ખાબોચિયામાંથી તેમણે વાસણમાં પાણી લાવી આપ્યું. પછી તેમણે પોતાના દેવળ તરફ જવાનો નિર્ણય કર્યો જે રસ્તે પાદરીઓ નાસી આવ્યા હતા, તે જ રસ્તે નોબોરી–ચોમાં તે ગયા. પણ તે બહુ લાંબે જઈ શકયા નહિ, રસ્તે ફેલાતી આગ એટલી વિકરાળ હતી કે તેમને પાછા જ ફરવું પડ્યું. તે નદીકિનારે આવ્યા, અને મછવાની શોધ કરવા લાગ્યા. તે એટલા સારુ કે અસાનો બાગમાંથી વધારે ગંભીર રીતે ઘવાયેલામાંથી કેટલાકને આ વધતી આગમાંથી બચાવી સામે કિનારે લઇ જઈ શકાય. એવામાં તેમને નદીકિનારે પડેલી આનંદ–નૌકા દેખાઈ. પરન્તુ અંદરનું દૃશ્ય ભયાનક હતું; તેમાં લગભગ નાગા, ભૂંડી રીતે દાઝેલા, અને જાણે

એકસાથે જ મરી ગયા હોય તેવા પાંચ માણસોનાં શબ પડ્યાં હતાં. મિ. ટેનીમોટોએ તેમને હોડીમાંથી ઊંચકયા. ઊંચકતાં ઊંચકતાં તેમને ક્ષણભર થઈ આવ્યું : 'અરે! આ રૂહોને તેમને માર્ગે જતાં અને તેમની હોડી વહેતી કરતાં પોતે અટકાવી રહ્યા છે.' તેમને આ મરણમાં પોઢેલાઓને ખલેલ પહોંચાડતાં ત્રાસ છૂટયો. તે મોટેથી બોલી ઊઠ્યાઃ "માફ કરજો આ હું તમારી હોડી લઉં છું તે. જીવે છે તેમને માટે મારે એને કામે લેવી છે." હોડી ભારેખમ હતી, પણ પ્રયત્ન કરીને તે તેને નદીમાં લઈ આવ્યા. હલેસાં હતાં નહિ. હોડીને હંકારવા માટે માત્ર એક જાડો વાંસ જ હતો. તેમણે બાગના સૌથી ગીચ ભાગ તરફ સામે વહેણે હંકારી, અને ઘવાયેલાઓને લઈ જવા માંડ્યા. દરેક ફેરે તે દશથી બાર જણાને લઈ જઈ શકતા. પરન્તુ નદી મધ્યમાં ઊંડી હતી તેથી તેમને વાંસથી ભારે જોરથી હલેસાં મારવાં પડતાં. આમ દરેક આંટામાં લાંબો સમય જતો. એ રીતે કંઈ કલાક સુધી તેમણે કામગીરી બજાવી.

ચડતે બપોરે આગે અસાનો બાગની ઝાડીમાં પ્રવેશ કર્યો. હોડી લઈને મિ. ટેનીમોટો પાછા ફરતા હતા, ત્યાં તેમણે નદીકિનારે સંખ્યાબંધ માણસોને એકઠાં થયેલાં જોયાં. ત્યારે પહેલવહેલો તેમને આનો ખ્યાલ આવ્યો. કિનારે આવી તેમણે તપાસ કરી, અને આગ જોઈ બૂમ મારીઃ "જેને ઝાઝી ઇજા ન થઈ હોય તેવા તમામ જુવાનો મારી સાથે આવે." ફાધર કલીનસોર્જ, ફાધર શીફ્ર અને ફાધર લ સાલેને કાંઠે લઈ આવ્યા. પછી આગ પાસે આવે તો તેમને

સામે કિનારે લાવવાનું લોકોને કહી તે ટેનીમોટોના સ્વયં-સેવક દળમાં જોડાયા. મિ. ટેનીમોટોએ કેટલાકને ડોલ તથા વાસણો શોધવા મોકલ્યા અને બીજા કેટલાકને સળગતાં ઝાડવાંને કપડાં વડે ઠારવાનું કહ્યું. વાસણો આવી જતાં તેમણે ખાબો-ચિયામાંથી પાણી લાવવા માટે એક કતાર બનાવી. આ ટુકડીએ બે કલાક સુધી આગ સામે ટક્કર લીધી અને અંતે તેને શિકસ્ત પણ આપી. મિ. ટેનીમોટોની ટુકડી કામ કરતી હતી તે અરસામાં ભયત્રસ્ત લોકો કાંઠા પર વધારે ને વધારે સંખ્યામાં ભીંસ કરવા લાગ્યા. છેવટે, ટોળાએ છેક કાંઠે ઊભેલાં કેટલાંકને નદીમાં ધકેલી દીધાં. આવી રીતે નદીમાં ધકેલવામાં અને ડૂબી જનારામાં મેથોડિસ્ટ શાળાનાં મિસિસ માત્સુમોટો અને તેમની છોકરી હતાં.

આગ સામે ઝૂઝીને ફાધર કલીનસોર્જ પાછા આવ્યા. ત્યારે ફાધર શીફરને હજી ય લોહી નીકળતું હતું. તેમનું મોં સાવ ફિક્કું પડી ગયું હતું. કેટલાક જપાનીઓ તેમની આસપાસ ઊભા ઊભા ટગરટગર જોતા હતા. એક ફિક્કા સ્મિત સાથે ફાધર શીફર ગણગણ્યા: "હું જાણે મરી જ ગયો હોઉં તેવું લાગે છે." "ના; હજી નહિ!" ફાધર કલીનસોર્જે કહ્યું. તે પોતે ડૉ. કુજીની પ્રાથમિકોપચારની પેટી સાથે લઈ આવ્યા હતા. તેમણે ડૉ. કન્દાને ટોળામાં જોયા; એટલે ફાધર શીફરના ગંભીર ઘાની સારવાર કરવા વિશે તેમને કહ્યું. ડૉ. કન્દાએ ઇસ્પતાલના ખંડેરોમાં પોતાનાં પત્ની તથા છોકરીને મરતાં જોયાં હતાં. અત્યારે તે લમણે હાથ મૂકીને બેઠા હતા "મારાથી કાંઇ બની શકે

"તેમ નથી," તેમણે જવાબ આપ્યો ફાધર શીફરને માથે ક્લીનસોર્જે પાટા વીંટાળ્યા, અને એક ઊંચી જગ્યાએ તેમને ખસેડયા—જેથી તેમનું માથુ ટેકવી શકાય આથી લોહી વહેતુ ઓછુ થયુ

આ સમયે આવતા વિમાનોનો ઘરઘરાટ સંભળાવવા લાગ્યો. નાકામુરા કુટુંબ નજીકના ટોળામાંથી કોકે બૂમ મારી - 'દુશ્મનો હવે હુમલો કરવા આવ્યા લાગે છે " નાકાશીમ નામના ભઠિયારાએ બધાને હુકમ કર્યો "જેણે સફેદ કપડા પહેર્યા હોય તેમણે તે ઉતારી નાખવા " મિસિસ નાકામુરાએ છોકરાના ઝભલા કાઢી લીધા, અને છત્રીની છાય નીચે બધાને બોલાવી લીધા સંખ્યાબંધ લોકો—અરે! ગભીર રીતે ઘવાયેલા એવા પણ કેટલાક—ઝાડીમા ભરાઈ ગયા, અને પેલો ઘરઘરાટ—હવામાન કે તપાસ માટેના આ વિમાનોનો હશે—શમ્યો નહિ ત્યા સુધી ત્યા જ રહ્યા

વરસાદ પડવો શરૂ થયો મિસિસ નાકામુરાએ છોકરાને છત્રી નીચે જ રાખ્યા વરસાદના ટીપાનો આકાર મોટો ને મોટો થતો હતો કોકે બૂમ મારી "અમેરિકનો ગેસોલીન વરસાવે છે અહીંયા આગ લગાડવાનો તેમનો વિચાર છે!" (આટલુ મોટુ હિરોશિમા કેમ સળગી ગયુ તે વિશે અનેક માન્યતાઓ પ્રચલિત થઇ હતી તેમાની એક માન્યતા આ હતી એક જ વિમાને શહેર પર ગેસોલીન છાટયું હતુ અને ગમે તેમ કરીને પળવારમા તેને સળગાવી દીધુ હતુ આ માન્યતાને કારણે આ ભય ફેલાયો હતો ) પરન્તુ ટીપા પાણીના જ હતા એ જેમ જેમ પડતાં ગયા તેમ તેમ પવન

જોરથી ફૂંકાવા લાગ્યો અને એકાએક—સળગતા શહેરે પેદા કરેલા વિશાળ ગરમી-વંટોળના કારણે કદાચ—આગમાં વાવાઝોડું ચમક્યું. વિશાળ વૃક્ષો ધરતી પર લોટ્યાં; નાનાં ઊખડી પડીને હવામાં ઊડવા લાગ્યાં. ઊંચે, ઘન પદાર્થો ભયંકર ઘૂમરી લેતા હતા. લોખંડના છાપરાના કટકા, કાગળો, બારીબારણાં, અને સાદડીઓ ચકરાવો લેતાં હતાં. ફાધર કલીનસોર્જે ફાધર શીફરની આંખો ઢાંકી દીધી, જેથી આ કમજોર માણસને પોતે ભ્રમિત થયા છે એવો ખ્યાલ ન આવે. કાંઠાની સમીપે બેઠેલી મીશનની રખેવાળ મિસિસ મુરાટાને વંટોળે ઊંચકીને છીછરા પથ્થરિયા સ્થળે ફેંકી દીધી. તે પાછી આવી, ત્યારે તેના ઉઘાડા પગે લોહી નીકળતું હતું. ઘૂમરી નદી તરફ વળી—ત્યાં પાણીની વેલને વીંટળાઈ, અને તેમાં જ તેની શક્તિ ખલાસ થઈ ગઈ.

તોફાન પછી મિ. ટેનીમોટોએ ફરીથી લોકોને સામે કાંઠે લઈ જવા માંડયા. ફાધર કલીનસોર્જે ધર્મશાસ્ત્રના વિદ્યાર્થીને કહ્યું: તમે સામે કાંઠે જાઓ, અને ત્રણ માઈલ દૂર આવેલા નાગાત્સુકાના જેસ્યુઈટ નોવિશિયેટના પાદરીઓને વિનવો કે તેઓ ફાધર શીફર તથા ફાધર લ સાલેને મદદ કરવા આવે. એ વિદ્યાર્થી મિ. ટેનીમોટોની હોડીમાં બેસીને ગયો. ફાધર કલીનસોર્જે મિસિસ નાકામુરાને કહ્યું: ' પાદરીઓ આવી જાય ત્યારે તમે તેમની સાથે નાગાત્સુકા જશો ? ' પરન્તુ તેણે કહ્યું: " મારી પાસે થોડો સામાન છે અને છોકરાં માંદાં છે તેથી હજી ય મને અને તેમને અવારનવાર ઊલટીઓ થાય છે. એટલે મારાથી ત્યાં જઈ શકાય એમ

નથી.” ત્યારે ક્લીનસોર્જે કહ્યું: “પાદરીઓ બીજે દિવસે હાથગાડી લાવી તમને લઈ જશે.”

લગભગ સાંજે જ્યારે મિ ટેનીમોટો જરાક કાંઠે ફરતા હતા, ત્યારે તેમણે લોકોને ખોરાક માટે યાચના કરતા સાંભળ્યા. આ લોકોમાંના ઘણા મિ ટેનીમોટોની શક્તિ તથા ઉત્સાહ પર આધાર રાખતા થઈ ગયા હતા. મિ ટેનીમોટોએ ફાધર ક્લીનસોર્જ સાથે મંત્રણા કરી, અને શહેરમાં જઈ પડોશી મંડળનાં આશ્રયસ્થાનોમાં સંઘરી રાખેલા ચોખા લઇ આવવાનું ઠરાવ્યું. ફાધર સીસલીક અને બીજા બેત્રણ જણા તેમની સાથે ગયા. ભૂમિશરણ થયેલાં ભાંગેલાં ઘરોની હાર વચ્ચેથી તેઓ પસાર થયા, ત્યારે પહેલાં તો પોતે ક્યાં છે તેનો ખ્યાલ પણ તેમને ન આવ્યો. પરિવર્તન ખૂબ આકસ્મિક હતું. સવારના અઢીલાખની વસ્તીવાળું શહેર બપોરે તો માત્ર અવશેષસમું બની ગયું હતું. રસ્તાનો આસફાલ્ટ હજી એવો ગરમ અને ધગધગતો હતો કે તેના પર પગ મૂકતાં ય અગવડ પડતી. રસ્તામાં એક જ વ્યક્તિ—એક જ સ્ત્રી તેમને મળી. પસાર થતા આ લોકોને તેણે આટલું જ કહ્યું: 'મારો પતિ આ રાખ નીચે ઢંકાયો છે.'

મીશનના મકાન આગળથી મિ ટેનીમોટો બીજે ગયા. આ મકાનના હાલહવાલ જોઈ ફાધર ક્લીનસોર્જને વિષાદ થયો. આશ્રયસ્થાનને રસ્તે બગીચામાં વેલા પર તેમણે એક કોળું બફાયેલું જોયું. તેમણે તથા ફાધર સીસલીકે તે ચાખી જોયું, તો તે સારું લાગ્યું. પોતાની ભૂખથી તેમને નવાઈ લાગી, અને આમાંથી તે જરા ખાઈ પણ ગયા ચોખાની

થોડીક ચૂણો તથા પૂરાં શેકાયેલાં કોળાં તેમણે એકઠાં કર્યા. જમીન નીચે સરસ રીતે બફાયેલા થોડાક બટાકા તેમણે ખોદી કાઢયા. અને બધા પાછા આવવા ઊપડયા રસ્તેથી મિ. ટેનીમોટો પણ જોડાયા. તેમની ટુકડીમાંથી એક જણે રાંધવાનાં વાસણો લીધાં હતાં. બાગમાં જઈ મિ. ટેનીમોટોએ ઓછી ઇજા પામેલી સ્ત્રીઓને એકઠી કરી તેમને રાંધવાનું સુપ્રત કર્યું. ફાધર ક્લીનસોર્જે નાકામુરા કુટુંબને થોડુંક કોળું આપ્યું. પરન્તુ તે પેટમાં જીરવી શક્યું નહિ. ચોખા બધું થઇને માત્ર સો માણસને પહોંચી શકયા.

અંધારું થયું તે પહેલાં પડોશમાં રહેતી બાવીસ વર્ષની છોકરી મિસિસ કમાઈનો મિ. ટેનીમોટોને મેળાપ થયો. તે હાથમાં નાની બાળકીનું શરીર લઈ જમીન પર દબાઈને બેઠી હતી. બાળકી ક્યારની મરી ગઈ હતી. મિ. ટેનીમોટોને જોતાં જ મિસિસ કમાઈ ઊભી થઈ, અને બોલી: "મારા પતિને શોધી આપશો ?"

તેના પતિને આગલે દિવસે જ લશ્કરમાં લઈ જવામાં આવ્યો હતો, એ હકીકત ટેનીમોટો જાણતા હતા. ટેનીમો દંપતીએ બપોરના મિસિસ કમાઈને નાસ્તા માટે બોલાવ હતી, જેથી તેનું દુઃખ તે વીસરી જાય કમાઇને ચુગો લશ્કરી મથકે—શહેરની મધ્યમાં આવેલા પ્રાચીન કિલ્લામાં—હાજર થવાનું હતું. ત્યાં લગભગ ૪૦૦૦ જેટલા સિપાહીઓ હતા. ટેનીમોટોએ દિવસ દરમ્યાન સંખ્યાબંધ લંગડાત સિપાહીઓને જોયા હતા. તે ઉપરથી લશ્કરી બરાકોને પણ

સખ્ત નુકસાન થયાનું તેમણે માન્યું હતું. એટલે શોધવા જાય તોપણ મિસિસ કમાઇનો પતિ મળે તેવો સંભવ ઘણો ઓછો હતો. પરન્તુ તે મિસિસ કમાઇને નાસીપાસ કરવા ઇચ્છતા નહોતા. "હું પ્રયાસ કરીશ," તેમણે જવાબ વાળ્યો.

"તમારે કોઈ પણ રીતે એમને શોધવા જ પડશે. બાળકી પર તેમનો અનહદ પ્રેમ હતો. એકવાર તે એનું મોં જોઈ લ્યે તો....!"

જે દિવસે બૉમ્બ ફાટ્યો તેની વહેલી સાંજે જાપાની નૌકાદળના એક વહાણે હિરોશિમાની સાત સરિતાઓમાં ઉપરનીચે ધીરેથી પ્રવેશ કર્યો. હજારો ઘવાયેલા જ્યાં પડ્યા હતા ત્યાં ખિચોખિચ ભરાયેલી ખાડીઓને કાંઠે, બીજા સેંકડો જ્યાં ભરાયા હતા તેવા પુલો પાસે, અને છેક સાંજે અસાનો બાગ સામે જાહેરાત કરવા તે આમતેમ થોભ્યું. વહાણ પર ઊભો રહી એક જુવાન અફસર બૂમો મારતો હતો: "ધીરજ રાખો! એક ઇસ્પિતાલ જહાજ તમારી સંભાળ લેવા તુરતમાં જ આવી પહોંચશે." નદીકાંઠે થયેલ હોનારતની પીઠિકામાં જણાતું આ વહાણ; સ્વચ્છ ગણવેશ પહેરેલ એક સ્વસ્થ અમલદાર; અને સૌથી વિશેષ તો તબીબી સારવારનું વચન; છેલ્લા ભયંકર બાર કલાકોમાં કોઈએ પણ નહિ સાંભળેલા શક્ય સહાયના શબ્દો; આ સહુએ બાગમાંના લોકોને ખૂબ પ્રસન્ન કર્યા. મિસિસ નાકામુરાએ પોતાના કુટુંબને ગોઠવ્યું—એ આશાએ કે દાક્તર આવશે અને ઝાડાઊલટી બંધ કરશે. મિ. ટેનીમોટોએ ઘવાયેલા લોકોને સામે કાંઠે લઈ જવાના કામનો પુનઃ આરંભ કર્યો. ફાધર કલીનસોર્જે લંબાવ્યું, અને મનમાં જ ભગવાનની પ્રાર્થના બોલી તે ઊંઘી ગયા. તેમની આંખ પણ નહિ મીંચાઈ હોય ત્યાં મીશનની રખેવાળ અને સદાની સાવધ મિસિસ મુરાટાએ તેમને ઢંઢોળ્યા: "ફાધર

ક્લીનસોર્જે ! તમે સાંજની પ્રાર્થના બોલ્યા છો?” જરા ચિડાઇને તેમણે ઉત્તર વાળ્યો : “હાસ્તો.” અને તેમણે પાછો સૂવાનો પ્રયાસ કર્યો; પરન્તુ તેમાં અફળ ગયા. મિસિસ મુરાટાને આ જ જોઈતું હતું. તેણે શ્રમિત પાદરી સાથે વાત આરંભી. તેનો એક સવાલ આ હતો : ‘ફાધર સુપીરિયર લ સાલે અને ફાધર શીફરને અહીંથી તેડી જવા માટે તમે મધ્યાપોરે એક માણસને નોવિશિયેટના પાદરીઓને બોલાવી લાવવા મોકલ્યા છે; તો એ પાદરીઓ ક્યારે આવે એમ લાગે છે?’

ફાધર ક્લીનસોર્જે મોકલેલ વિદ્યાર્થી ત્રણ માઈલ દૂર આવેલ આ ટેકરીઓમાં લગભગ સાડાચાર વાગે આવી પહોંચ્યો. ત્યાંના સોળ પાદરીઓ પરાંમાં રાહતકાર્ય કરી રહ્યા હતા. શહેરમાંના સાથીઓ વિશે તેમને ચિંતા થતી હતી, પરન્તુ તેમના ખબર કેમ મેળવવા તે વિશે તેમને સૂઝ પડતી નહોતી. તેમણે વાંસ તથા પૂંઠામાંથી બે ઝોળીઓ જેવું બનાવી લીધું, અને તેમાંના છ જણા સાથે વિદ્યાર્થી પાયમાલ થયેલા વિસ્તારમાં આવ્યો. તેમણે ઓટાને કાંઠે કાંઠે રસ્તો લીધો. આગની ગરમીએ તેમને બે વાર નદીમાં ધકેલ્યા. મિસાસા પુલ આગળ તેમને શહેરની મધ્યમાં આવેલા ચુગોકુ લશ્કરી મથકથી ઝડપી કૂચકૂચ કરી આવતા સિપાહીઓની લાંબી ટુકડીઓનો ભેટો થયો. સહુના ચહેરા દાઝવાને કારણે વિરૂપ થઇ ગયા હતા, અને તેઓ તેમના લશ્કરી દંડા પર યા તો બીજા પર શરીર ઢાળીને ચાલતા હતા. ચાંદાળા અને બળી ગયેલા ઘોડા માથું નમાવીને પુલ

પર ઊભા હતા જ્યારે રાહતટુકડી બાગમા પહોચી ત્યારે અધારુ થઇ ગયુ હતુ, અને નમતી બપોરે થયેલા વાવાઝોડાને કારણે પડી ગયેલા સર્વ પ્રકારના ઝાડોથી જે અતરાય ઊભો થયો હતો તેમાથી આગળ જવું ઘણું મુશ્કેલ હતું અને મિસિસ મુરાટાએ પેલો પ્રશ્ન પૂછ્યો તે પછી તુરત જ તેઓ બધા પોતાના મિત્રોને મળ્યા, અને તેમને કેટક ચા તથા આસવ આપ્યા

ફાધર શીફ્રર અને ફાધર લ સાયેને કેવી રીતે નોવિશિયેટ લઈ જવા તે વિશે બધાએ ચર્ચા કરી તેમને ભય હતો કે બાગમાથી અથડાતાકુટાતા જવામા વેરાયેલા લાકડા સાથે ઘસાવાનું થશે, અને આ ઘવાયેલા માણસો ખૂબ લોહી ખોઈ બેસશે. ફાધર ક્લીનસોર્જને મિ ટેનીમોટો તથા તેમની હોડીનો વિચાર આવ્યો, અને તેમણે નદી પર તેમને હાક મારી મિ ટેનીમોટો કિનારે આવ્યા તેમણે કહ્યુ "હું ખુશીથી ઘવાયેલા પાદરીઓ તથા તેમના મિત્રોને સામે કાઠે લઇ જઇશ ત્યાથી તેમને સીધો માર્ગ મળી શકશે" તેમણે ફાધર શીફ્રરને એક ઝોળીમા સુવડાવી હોડીમા મૂકયા તેમની સાથે બે જણા ગયા મિ ટેનીમોટો પાસે હજીય હલેસા આવ્યા નહોતા, એટલે વાસ વડે જ તેમણે હોડી હકારી

અર્ધો કલાક પછી મિ ટેનીમોટો પાછા આવ્યા, અને તેમણે નદીમા ખભાભર પાણીમા ઊભેલા બે બાળકોને બચાવવા માટે પાદરીઓને ઉશ્કેરાયેલા અવાજે કહ્યુ એક ટુકડી ત્યા ગઇ, અને બન્ને બાળકોને લઈ આવી આ બન્ને કિશોર કન્યાઓ હતી તેમના કુટુબનો કશો પત્તો નહોતો અને

બન્ને સારી રીતે દાઝી હતી. પાદરીઓએ બન્નેને ફાધર કલીનસોર્જ પાસે સુવડાવી અને પછી ફાધર લ સાલેને સામે કિનારે લઈ ગયા. નોવિશિયેટ પગપાળા જઈ શકાશે એમ માની ફાધર સીસલીક આ બધાની સાથે ગયા ફાધર કલીન-સોર્જ ઘણા નબળા થઈ ગયા હતા. તેમણે બીજા દિવસ સુધી બાગમાં જ રહેવાનું ઠરાવ્યું. મિસિસ નાકામુરા તથા તેનાં બાળકોને નોવિશિયેટ લઈ જવા માટે તેમણે માણસોને હાથગાડી લાવવા કહ્યું.

મિ. ટેનીમોટોએ પુનઃ હોડી હંકારી. પાદરીઓથી ભરેલી હોડી ધીરેધીરે સામે કાંઠે ગતિ કરતી હતી, ત્યાં મદદ માટેની બૂમો સંભળાઈ. એમાં એક સ્ત્રીનો અવાજ સહુને મોખરે હતોઃ “અહીંના બધા માણસો ડૂબી જશે. અમને મદદ કરો. પાણી ચડે છે.” એક ખાડીમાંથી આ અવાજો આવતા હતા, અને હોડીમાં બેઠેલા માણસોએ હજીય સળગતી આગના પ્રકાશમાં ઘવાયેલા લોકોને નદીને કાંઠે ઊભેલા જોયા. એ કાંઠો જુવાળનાં પાણીથી લગભગ ઢંકાઈ ગયો હતો. મિ. ટેનીમોટો તેમને સહાય કરવા આતુર હતા. પરન્તુ પાદરીઓને ભય હતો કે ઝડપ કરવામાં ન આવે તો ફાધર શીફર અવસાન પામશે. એટલે તેમણે મિ. ટેનીમોટોને ઉતાવળ કરવા કહ્યું. એટલે જ્યાં ફાધર શીફરને ઉતાર્યા હતા, ત્યાં તેમને ઉતારી મિ. ટેનીમોટોએ એકલાએ આ ખાઈ તરફ હોડી હંકારી.

રાત ઘણી ગરમ હતી, અને આકાશ સામે ઊડતી આગને કારણે તે જાણે વધારે ગરમ લાગતી હતી. પરન્તુ

મિ. ટેનીમોટો તથા પાદરીઓએ ઉગારી લીધેલ બે છોકરી-ઓમાંથી એક ઠંડીની ફરિયાદ કરવા મંડી ફ્લીનસોર્જે તેના પર જાકિટ ઓઢાડ્યું. બન્ને બહેનો નદીનાં ખારાં પાણીમાં કલાકો સુધી રહી હતી. નાનીના શરીર પર જખ્મેલાનાં મોટાં ચકામાં પડયાં હતાં. ખારું પાણી તેને ખૂબ ખૂબ પીડા કરતું હશે. તે ખૂબ ધ્રૂજવા લાગી. અને તેણે પુનઃ ઠંડીની ફરિયાદ કરી. ફાધર ફ્લીનસોર્જે કોકની પાસેથી કામળો માંગી આણ્યો, અને તેમાં તેને વીંટાળી દીધી. પરન્તુ તે વધારે ને વધારે કંપવા લાગી. ફરીવાર તેણે કહ્યું: "મને ઘણી ઠંડી લાગે છે." એકાએક તે ધ્રૂજતી બંધ થઈ: મોતે તેને બચાવી લીધી.

મિ. ટેનીમોટોએ ખાડીમાં વીસેક સ્ત્રીપુરુષો જોયાં. હોડી આણી, તેમને તેમણે બેસી જવાનું કહ્યું. પરન્તુ તેમાંનું કોઈ ન હાલ્યું. આ બધાં ચાલવાને અશક્ત હશે એમ માનીને તે નીચે આવ્યા અને તેમણે એક સ્ત્રીનો હાથ ઝાલ્યો. પણ તુરત જ તે સ્ત્રીની ખાલ મોજાંની માફક ઉતરી ગઈ. આ દશ્યથી તે એવા ત્રાસ્યા કે એક ક્ષણ માટે તો એ બેસી ગયા. પુનઃ તે પાણીમાં ગયા, અને પોતે ઠીંગણા હોવા છતાંય તેમણે લગભગ નગ્ન એવાં કેટલાંક સ્ત્રીપુરુષોને હોડીમાં નાંખ્યાં. તેમની કમ્મર તથા છાતી સાવ ભીનાં અને ઠંડાં થઈ ગયાં હતાં. અને તેમને દિવસ દરમ્યાન જોયેલા મોટા જખ્મોનું અશાંત કરી મૂકે તેવું સ્મરણ થયું. આ જખ્મો આરંભમાં પીળા હતા, ચામડી ઉતરી જતાં રાતા ને સૂઝી ગયેલા હતા, અને સાંજે તો તે પાકી જઇ દુર્ગંધ મારતા હતા. ભરતીનાં પાણી આવતાં વાંસ ટૂંકો પડયો, અને તેથી તેમને આખે રસ્તે જોરથી

હાથ સારવા પડ્યા. બીજે છેડેની મોટી ખાડીમાંથી તેમણે જીવતાં હૂળાં શરીર ઊંચક્યાં અને તેમને ભરતીથી દૂરના ઢાળ પર મૂક્યાં. પુનઃ પુનઃ તેમણે પોતાની જાતને સંબોધીને ભાનપૂર્વક કહ્યું: "આખરે તો એ માણસો છે." આમ બધાને પાર કરવા માટે તેમણે ત્રણ ફેરા કર્યા. કામ પતાવી તેમણે આરામ લેવાનું ઠરાવ્યું અને પછી તે બાગમાં ગયા.

અંધારેલા કાંઠે ઊતરતાં જ કોકના પર તેમનો પગ ચંપાયો, એટલે તેણે ગુસ્સામાં બૂમ મારી: "જરા જુવો તો ખરા! મારો હાથ છે." ઘવાયેલા માણસોને ઇજા કર્યા બદલ મિ. ટેનીમોટોને શરમ આવી આવી રીતે ચાલતાં તે મૂંઝાયા. એવામાં હજી સુધી નહિ આવેલી પેલી ઇસ્પિતાલ-નૌકા (તે ક્યારેય ન આવી)નું તેમને સ્મરણ થયું. ઘડીભર વહાણના માણસો માટે અને પછી બધા દાક્તરો માટે તેમને ખૂની-આંધળો ગુસ્સો આવ્યો: "આ બધા સહાય કરવા કેમ નહોતા આવતા?"

ડૉ. ફુજી આખી રાત શહેરના છેડે આવેલા છાપરા વગરના પોતાના બાપીકા મકાનમાં પીડાતા પડી રહ્યા હતા. રાતે દીવાના અજવાળે તેમણે પોતાના ઘા જોયા. ડાબા ખભાનું હાડકું ભાંગી ગયું હતું: શરીર અને મોં પર સંખ્યાબંધ ઘા થયા હતા; હડપચી, કમ્મર તથા પગ પર ઊંડા કાપ હતા; છાતી અને નળા પર મોટા ઉઝરડા થયા હતા. આટલી ગંભીર ઇજા ન થઈ હોત તો તે અવશ્ય ઘવાયેલાંને મદદ કરવા માટે અસાનો બાગમાં રહ્યા હોત.

રાત સુધીમાં તો દસહજાર જેટલા જખમીઓએ રેડ ક્રોસની ઇસ્પિતાલ પર હલ્લો કર્યો હતો; અને અત્યંત થાકી ગયેલા ડૉ. સસાકી મરક્યુરોક્રોમની શીશીઓ તથા પાટાના ચીંટા સાથે ગંધાતી પડાળીમાં કશાય હેતુ વગર નીરસ રીતે ઘૂમતા હતા. બીજા દાક્તરો ભૂંડા ઝખ્મો પર સેલાઇનના દાબ મૂકતા હતા આટલું જ તેઓ કરી શકતા હતા. અંધારું થયા પછી શહેરની આગના પ્રકાશે તથા બાકી રહેલી દસ નર્સોએ ધરી રાખેલ મીણબત્તીઓના તેજે તેમણે કામ કરવાનું જારી રાખ્યું. ડૉ. સસાકી આખા દિવસ દરમ્યાન ઇસ્પિતાલની બહાર પણ જરાય ગયા નહોતા; અંદરનો દેખાવ એવો ભયાનક અને ધ્યાન ખેંચનારો હતો કે બારી-બારણાં બહાર શું બન્યું હતું તે પૂછવાનો ખ્યાલ પણ તેમને આવ્યો નહોતો. છત તથા અંદરના ભાગો તૂટી પડ્યા હતા. સર્વત્ર પ્લાસ્ટર, ધૂળ, લોહી અને ઊલટી જ જણાતાં હતાં. સેંકડોની સંખ્યામાં રોગીઓ મરતા હતા, પરન્તુ તેમનાં શબને ખસેડનાર કોઇ નહોતું. ઇસ્પિતાલના સ્ટાફના કેટલાક માણસોએ બિસ્કીટ તથા ભાતના ગોળા વહેંચ્યા, પરન્તુ શબ–ઘરની દુર્ગંધ એટલી પ્રબળ હતી કે બહુ ઓછાને ભૂખ રહી હતી. ઓગણીસ કલાકના એકધારા અને ઘૃણા-જનક કામ પછી, એમના ઘા ઉપર વધુ પાટાપિંડી કરવા જેટલી શક્તિ ડૉ સસાકીમાં રહી નહોતી. ઇસ્પિતાલ–સ્ટાફના બચી ગયેલા બીજાઓ સાથે સાદડીઓ લઇ તે બહાર ગયા. હજારો દરદીઓ અને સેંકડો મુડદાં બહારના વરંડામાં તથા રસ્તા પર પથરાયેલાં હતાં. અને ઇસ્પિતાલની પાછળ જઈ થોડીક ઊંઘ ચોરી લેવા તેમણે લબાવ્યું. પરન્તુ એક કલા-

ફમાં તો ઘવાયેલા માણસોએ તેમને શોધી કાઢ્યા તેમની આસપાસ ફરિયાદો કરતું ટોળું જામ્યું : "દાક્તર! દાક્તર! અમને બચાવો. આજે તમે કેવી રીતે સૂઇ શકો?" દા. સસાકી પુનઃ ઊભા થયા અને કામે લાગ્યા. વહેલી સવારે, પ્રથમ વાર તેમને શહેરથી ત્રીસ માઇલ દૂર આવેલા મુકેહાશમાંના મકાનમાં રહેતી પોતાની માનો વિચાર આવ્યો. રોજ રાતે તે હંમેશા ઘેર જતા. તેમને બીક હતીઃ 'મા માનશે કે હું મરી ગયો છું.'

જે જગ્યાએ મિ. ટેનીમોટોએ પાદરીઓને ઉતાર્યા હતા ત્યાં રાહત-ટુકડીઓએ ઘવાયેલાઓ માટે ચોખાની ચપાટીઓનો મોટો જથ્થો આણ્યો હતો, પણ તે વહેંચાયા વગર પડી રહ્યો હતો. ઘવાયેલા પાદરીઓને લઇ જતાં પહેલાં આ ચપાટીઓ બાકી રહેલાઓમાં વહેંચી દેવામાં આવી. થોડીક મિનિટમાં જ ત્યાં એક લશ્કરી ટુકડી આવી; અને આ પાદરીઓને પરદેશી ભાષા બોલતાં જોઇ તેમાંના એક અમલદારે તલવાર ખેંચી અને ઉશ્કેરાઇને પૂછ્યુંઃ "તમે કોણ છો?" એક પાદરીએ તેને ટાઢો પાડયો અને સમજાવ્યું કે એ બધા તો જર્મનો— સાથીદારો છે. અમલદારે માફી માંગી અને કહ્યું: "એવા ખબર આવ્યા ફરી વળ્યા છે કે અમેરિકન છત્રીદળવાળા અહીં ઊતર્યા છે."

પાદરીઓએ નક્કી કર્યું કે ફાધર શીફરને પ્રથમ લઇ જવા. તે બધા જવાની તૈયારી કરતા હતા, ત્યાં ફાધર સુપીરિયર લ સાલેએ કહ્યું કે મને ખૂબ ઠંડી લાગે છે. એક

પાદરીએ તેમને કોટ આપ્યો, અને બીજાએ પોતાનું ખમીસ આપ્યું. ગરમીવાળી રાતે તે ઓછું પહેરવા ખુશી હતા. ઝોળી ઊંચકનારાઓએ પ્રયાણ શરૂ કર્યું. વિદ્યાર્થી સૌથી આગળ ચાલતો હતો, અને પાછળ આવનારાઓને અડચણો વિષે ચેતવતો હતો. તે છતાં યે એક પાદરીનો પગ ટેલિફોનના તારમાં ભરાઈ ગયો. તેના હાથમાંનો છેડો સરી ગયો. ફાધર શીફર ગબડી પડ્યા અને મૂર્છા પામ્યા. થોડીવારે તેમને ફરી ચેતના આવી ત્યારે તેમને ઊલટી થઇ ગઇ. સાથેવાળાઓએ તેમને પુનઃ ઊંચકી લીધા, અને શહેરને બીજે ખૂણે જ્યાં પાદરીઓની બીજી ટુકડી મળનાર હતી ત્યાં જઇ તેમને સુપ્રદ કર્યા. પછી તેઓ ફાધર સુપીરિયરને લેવા પાછા વળ્યા.

લાકડાની ઝોળી ફાધર લ સાલે માટે ખૂબ જ દુઃખકારક થઇ હશે, કારણ કે તેમની પીઠમાં બારીના કાચની સંખ્યાબંધ કરચો ભોંકાઇ ગઈ હતી. શહેરને ખૂણે, આ ટુકડીને, સાંકડા રસ્તાને ઘેરી વળેલી એક મોટરને ફરીને જવાનું હતું. અંધારામાં રસ્તો જોઇ શકાતો નહોતો, તેથી બાજુના ઊંચકનારાઓ ઊંડા ખાડામાં સરી પડ્યા ફાધર લ સાલે જમીન પર પટકાયા અને ઝોળીના બે કટકા થઈ ગયા. એક પાદરી નોવિશિયેટમાંથી હાથગાડી લેવા ગયો. પરન્તુ એક નજીકના જ ઘરમાંથી તે મળી ગઇ, એટલે સત્વર તે ત્યાંથી પાછો ફર્યો. પાદરીઓએ ફાધર લ સાલેને ઊંચકી તેમાં બેસાડ્યા, અને બાકીના ખાડાખૈયાવાળા રસ્તે તેને હડસેલી લઈ ગયા. નોવિશિયેટના મુખ્ય પાદરી પહેલાં દાક્તર હતા. તેમણે બન્ને પાદરીઓના ઘા સાફ કર્યા, અને

તેમને સ્વચ્છ પથારીમાં સુવડાવ્યા. બન્નેએ આ સંભાળ માટે પ્રભુનો પાડ માન્યો.

હજારો લોકોને તો કોઈ મદદ કરનારું પણ નહોતું. મિસ સસાકી તેમાંની એક હતી. પતરાના કારખાનાના આંગણામાં એક ઢંગધડા વિનાના કાચા આશ્રયસ્થાનમાં એ તરછોડાયેલી અને નિરાધાર પડી હતી. તેની સાથમાં એક સ્તન ગુમાવી બેઠેલી એક સ્ત્રી હતી, અને દાઝવાથી જેનો ચહેરો ચહેરો કહેવાય એમ રહ્યું નહોતું એવો પુરુષ હતો. મિસ સસાકીનો પગ ભાંગ્યો હતો, અને એની વેદનાથી એ આખી રાત પીડાઈ હતી. તેને બિલકુલ ઊંઘ આવી નહોતી, તેમ એણે જાગતા રહેલા પોતાના સાથીઓ સાથે કશી વાતચીત પણ કરી નહોતી

બાગમાં મિસિસ મુરાટાએ ફાધર કલીનસોર્જને વાત કરાવી કરાવી આખી રાત જાગતા રાખ્યા. નાકામુરા કુટુંબમાંથી પણ કોઈ સૂઈ ન શક્યું. બાળકો માંદાં હતાં છતાં બનતી તમામ બાબતમાં રસ લેતાં હતાં શહેરની ગૅસની ટાંકી આગના ભયંકર ધડાકા સાથે ફાટી ત્યારે તેમને આનંદ થયો. તોશિયો નામના છોકરાએ બીજાઓને નદીમાં પડતાં પ્રતિબિંબ તરફ નજર નાખવા બૂમ મારી. અનેક કલાક રાહતકાર્ય કર્યાં પછી અને ખૂબ દોડ્યા પછી મિ. ટેનીમોટો અસ્વસ્થપણે ઝોકાં ખાતા હતા. પરોઢમાં જાગીને તેમણે નદી તરફ નજર કરી તો જણાયું કે આગલી રાતે પેલાં લંગડાતાં ને ઘવાયેલાં શરીરોને ખાડીમાંથી વધુ ઊંચે તેમણે ખસેડ્યાં નહોતાં. જે જગ્યાએ તેમણે તેમને મૂક્યાં

હતા ત્યાં ભરતીનું પાણી ફરી વધ્યું હતું. તેમનામાંથી કોઈનામાં ય ખસવાની શક્તિ નહોતી. એ બધાં ડૂબી ગયાં હશે. તેમણે સંખ્યાબંધ શબ નદીમાં તરતાં જોયાં.

ઑગસ્ટની ૭ મીએ સવારે જપાની રેડિયોએ પ્રથમ વાર જ એક સંક્ષિપ્ત જાહેરાત કરી. હિરોશિમાના જે બચેલા લોકોને આ લાગતીવળગતી હતી તેમાંનાં જૂજ માણસોએ જ એ સાંભળ્યું: "હિરોશિમામાં બી–૨૯ ના હુમલાના કારણે ઠીક ઠીક નુકસાન થયું છે. એમ મનાય છે કે કોઈ નવી જાતના બૉમ્બનો ઉપયોગ થયો હતો. તેની વિગતો મેળવાય છે." અને "વીસ હજાર ટનથી પણ વધારે શક્તિ આ બૉમ્બમાં હતી. લડાઈકામ દરમ્યાન વપરાયેલ સૌથી મોટા બ્રિટિશ બૉમ્બ (બ્રિટિશ ગ્રાન્ડ સ્લેમ) કરતાં બે હજારગણી વધારે દાહક શક્તિ તેમાં છે—" આવી પ્રમુખ ટ્રુમેનની અસાધારણ જાહેરાત સાંભળવા પણ હિરોશિમાએ કોઈ રેડિયો-સ્ટેશન ફેરવ્યું હોય તે સંભવિત નથી. એ જાહેરાતમાં નવા બૉમ્બને અણુના તરીકે ઓળખાવ્યો હતો. જે લોગ બનેલાઓ આ બનાવ વિશે ચિંતા કરી શકે તેમ હતા તે આ વિશે વિવાદ કરતા હતા, અને બાલિશ અને ક્યારાભર્યા શબ્દોમાં તેની ચર્ચા કરતા હતા—વિમાનમાંથી ગૅસોલીન અગર તો કોઈ દાહક પદાર્થ છંટાયો હશે, અથવા તો દાહક બૉમ્બોનો મોટો જથ્થો નંખાયો હશે, અગર તો છત્રીદળનું એ કામ હશે. સાચી વાત જાણી હોત તોપણ તે એટલા બધા રોકાયલા, ગ્યા થાકેલા, યા ઘવાયેલા હતા કે અણુશક્તિના પ્રથમ પ્રયોગના તે શિકાર બન્યા હતા તેનો ખ્યાલ પણ તેમને ન આવત.

રેડિયો પર કહેવાયું હતું તેમ, યુ. એસ. એ. સિવાય કોઈ પણ દેશ માટે આ અખતરો શક્ય નહોતો. કારણ કે એકલા તેની પાસે જ ઔદ્યોગિક જ્ઞાન હતું, અને યુદ્ધકાલીન જુગારદાવમાં બે અબજ સુવર્ણ ડોલર બગાડવાની એની આતુરતા હતી.

મિ. ટેનીમોટો હજી ય દાક્તરો ઉપર ગુસ્સે હતા. જરૂર પડયે તો ગળેથી ઢસડીને પણ એકાદ જણને અસાનો બાગમાં તાણી આણવાનો તેમણે નિર્ણય કર્યો. નદી ઓળંગી, આગલા દિવસે જે જગ્યાએ પત્નીનો મેળાપ થયો હતો તે શિન્ટો દેવળ આગળ થઈ, તે ઇસ્ટ પેરેડ મેદાન સુધી આવ્યા. આ સ્થળાંતરની જગ્યા હોવાથી, ત્યાં સહાયક દળ હશે એમ તેમણે માન્યું હતું. આવું દળ તો હતું જ. પરન્તુ સમીપના મેદાનમાં પડેલાં શબો પર થઈને આવતા દરદીઓથી દાક્તરો ખૂબ થાકી ગયા હતા. તેમ છતાં ય તે એક દાક્તર પાસે ગયા અને ઠપકો આપતા હોય તેમ બોલ્યા: "હજી સુધી અસાનો બાગમાં કેમ નથી આવ્યા? ત્યાં તમારી ખૂબ જરૂર છે."

કામમાંથી માથું ઊંચકયા વગર દાક્તરે થાકેલા અવાજે કહ્યું: "મારી નિયત જગ્યા આ છે."

"પરન્તુ ત્યાં નદીકાંઠે ઘણા માણસો મરવા પડયા છે."

"પહેલી ફરજ ઓછા ઘવાયેલાની સંભાળ લેવાની છે," દાક્તરે કહ્યું.

"કેમ ? નદીકિનારે ઘણા બધા ઘવાયેલા પડ્યા હોય તોપણ ?"

દાક્તર બીજા દરદી તરફ વળ્યા કોઈ સૂત્રનું પુનરુચ્ચારણ કરતા હોય તેમ તે બોલ્યા: "આવી કટોકટીની વેળાએ પ્રથમ ફરજ બની શકે એટલાને સહાય કરવાની, બની શકે એટલાને બચાવવાની છે ગંભીર રીતે ઘવાયેલા માટે કોઈ આશા નથી એ બધા મરશે જ, તેમની ચિંતા આપણાથી ન થઈ શકે

"દાક્તરી દૃષ્ટિએ એ સાચું હશે," મિ ટેનીમોટોએ શરૂ કર્યું પરન્તુ ત્યાં તેમણે મેદાન તરફ નજર કરી ત્યાં હજીય મરેલા માણસો જીવતા રહેલાને વળગીને જાણે પડ્યા હતાં વાક્ય તેમણે અધૂરું છોડ્યું; તે ચાલી નીકળ્યા તેમને જાત પર જ ગુસ્સો આવ્યો હતો શું કરવું તેની સૂઝ તેમને પડતી નહોતી બાગમાં મૃત્યુને મોએ પહોંચેલા કેટલાક માણસોને દાક્તરી મદદ લાવવાનું વચન આપીને પોતે આવ્યા હતા આ તો તેમને બધાને છેતર્યા જેવું લાગશે મેદાનને એક છેડે અનાજની દુકાન મંડાયેલી તેમણે જોઈ ત્યાં જઈ તેમણે થોડાક બિસ્કીટ તથા ચોખા માગી આણ્યા, અને આમ લોકો પાસે દાક્તરોને બદલે અનાજ લઈ તે પાછા આવ્યા

સવાર પાછી ધગધગતી હતી માગી આણેલ ચાદાનીમાં તથા શીશીમાં ફાધર કલીનસોર્જ ઘવાયેલા માટે પાણી લેવા ગયા. અસાનો બાગ બહાર તાજું પાણી મળી શકે છે એમ તેમણે સાંભળ્યું હતું ટેકરાઓમાંથી જતા તૂટેલા સરુના

થડ પર ચડીને જવું પડયું. પોતે કેટલા અશક્ત હતા તેનો તેમને ખ્યાલ આવ્યો. બગીચામાં પણ ઘણાં મુડદાં હતાં. એક સુંદર ચંદ્ર-પુલ આગળ માથાથી તે પગ સુધી બળી ગયેલી પણ હજીય સજીવન સ્ત્રીનું નગ્ન, લાલઘૂમ શરીર તેમણે જોયું. બગીચાના પ્રવેશદ્વારે એક લશ્કરી દાક્તર કામે લાગી ગયો હતો, પરન્તુ તેની પાસે એક જ દવા હતીઃ આયોડીન. કાપ, ઘા, ઉઝરડા અને ઝઝેલા, સર્વ પર આ જ દવા એ લગાડતો. જેટલા ઘા તેણે રંગ્યા હતા તેમાંથી પરૂ આવતું હતું. બગીચાના દરવાજા આગળ પડીને પાધર થયેલા એક મકાનના નળનો ભાગ હજીય ચાલુ હતો. તે વાસણ ભરી પાછા આવ્યા. પાણી આપી તે બીજી વાર ગયા. આ વેળાએ, પુલ પાસેની સ્ત્રીનું પ્રાણ-પંખેરું ઊડી ગયું હતું. પાછા ફરતાં, એક તૂટેલા ઝાડ આગળથી રસ્તો કાઢતાં તેમણે ઝાડીમાંથી અવાજ સાંભળ્યો: "તમારી પાસે પાણી છે?" ત્યાં તેમણે લશ્કરી પહેરવેશવાળો એક સિપાહી જોયો. કોઇ માણસ હશે તેમ માની તે પાણી સાથે ઝાડી તરફ વળ્યા. ત્યાં લગભગ વીસ માણસો હતા. તે બધાય એવી જ દુઃસ્વપ્નની સ્થિતિમાં હતા. તેમનાં મોં આખાં બળી ગયાં હતાં; આંખો પોલી હતી; અને તેમની ઓગળી ગયેલી આંખોમાંથી ઝરેલો રસ ગાલ પર થઇને નીચે ઊતર્યો હતો (બોમ્બ પડયો ત્યારે તેમનાં મોં આકાશ તરફ હશે; વિમાન-વિરોધી દળના એ સભ્ય હશે) તેમનાં મોં સૂજી ગયાં હતાં, અને તેના પરના ઘા પરથી લોચાઇ ગયા હતા. પાણીનો ઘૂંટડો લેવા માટે પણ તેમનાથી મોં લંબાવી શકાયાં નહોતાં. ફાધર કલીનસોર્જે બરુ લઈ એક નાળ બનાવી અને

તે વડે પાણી આપવા માંડયું. તેમાંના એકે કહ્યું : "મારાથી જરાય જોઇ શકાતું નથી." અને એટલી પ્રસન્નતાપૂર્વક ફાધર કલીનસોર્જે જવાબ વાળ્યો: "દરવાજે જ દાક્તર છે. હમણા રોકાયેલા છે. પણ તે તુરતમાંજ આવશે, અને આંખો ઠીક કરી દેશે."

તે દિવસથી ફાધર કલીનસોર્જને હંમેશાં યાદ આવે છે કે પહેલાં જરાક જેટલું દુઃખ જોતાં તેમને ઊલટી થતી હતી. કોકની આંગળી કપાયેલી જોઇ તેમને મૂર્છા આવી જતી. છતાં આ બાગમાં તે એવા જડ થઇ ગયા હતા કે આ બિહામણા દર્શન પછી તુરત જ એક ખાબોચિયાની પગથીએ ઓછા ઘવાયેલા એક માણસ સાથે તે ચર્ચા કરતા હતા કે પાણી પર તરતી પણ મરી ગયેલી પુષ્ટ માછલી ખાવી સલાહભરેલી છે કે કેમ ? થોડીક વિચારણા બાદ બન્નેએ નિર્ણય કર્યો કે આમ કરવું સલાહભર્યું નથી.

ફાધર કલીનસોર્જ ત્રીજીવાર વાસણ ભરી નદીકાંઠે ગયા, ત્યાં મરેલા અને મરતાંની વચમાં તેમણે એક યુવતીને જરાક ફાટેલા કિમોનોને સોયદોરાથી સીવતી જોઈ. ફાધર કલીનસોર્જે તેને ટપારી: "તું તો ભારે શોખીન લાગે છે!" યુવતી હસી પડી.

તે ખૂબ શ્રમિત થયા હતા, એટલે આડા થયા. આગલી બપોરે તેમણે જે બે બાળકો સાથે ઓળખાણ કરી હતી, તેમની સાથે તેમણે વાતો કરવા માંડી. તેમનાં નામ કાટાઓકા હતાં: છોકરી તેર વર્ષની હતી, છોકરો પાંચ વર્ષનો હતો. ઓમ્બ પડયો ત્યારે છોકરી હજામની દુકાને જવા નીકળી

હતી. જ્યારે કુટુંબ અસાનો બાગ તરફ જવા નીકળ્યું ત્યારે માતા ખોરાક તથા થોડાંક કપડાં લેવા પાછી ગઈ; નાસતા માણસોના ટોળામાં એ બાળકો માતાથી છૂટાં પડી ગયાં અને ત્યારથી માતા દેખાઈ જ નહોતી. પ્રસન્નમુખે રમતાં રમતાં તે એકાએક થંભી જતાં, અને માને માટે રડતાં.

બગીચામાંનાં બાળકો માટે કારુણ્ય જાળવવાનું કામ અઘરું હતું. કુટુંબ સાથે હોડીમાં જતા પોતાના દોસ્ત સૈચી સાટોને જોઇ તોશિયો નાકામુરા એકદમ આવેશમાં આવી ગયો. દોડતાં કિનારે પહોંચી, હાથ હલાવી તેણે બૂમો મારીઃ 'સાટો! સાટો.'

છોકરાએ મોં ફેરવી પૂછ્યું: "કોણ છે?"

"નાકામુરા."

"તોશિયો? કેમ છે રે?"

"તું સલામત છે કે?"

"હા. તારું કેમ છે?"

"અમે પણ બધાં સલામત છીએ. મારી બહેનોને ઊલટી થાય છે. પણ હું મઝામાં છું."

આ ભયંકર તાપમાં ફાધર ક્લીનસૉર્જને તરસ લાગવા માંડી. પરન્તુ પાણી લઈ આવવા જેટલી તેમને પોતામાં શક્તિ ન લાગી. બપોર પહેલાં તેમણે એક જપાની સ્ત્રીને કાંઇક વહેંચતી જોઇ. તે તેમની પાસે આવી અને માયાળુ અવાજે બોલી: "ચાનાં પાંદડાં છે; ચાવી જાવ. તમને તરસ નહિ લાગે."

સ્ત્રીની ભલાઈ જોઇ તેમને એકાએક રડવાનું દિલ થઇ આવ્યું. અઠવાડિયાંથી જપાનીઓ પરદેશીઓ તરફ જે તિરસ્કાર વરસાવતા હતા તે જોઇ તેમનું દિલ દ્રવતું હતું. જપાની મિત્રો સાથે તેમને આ કારણે ગોઠતું પણ નહોતું. અપરિચિત વ્યક્તિના આ વર્તનથી એ જરા મુગ્ધ થયા.

બપોરવેળાએ પાદરીઓ નોવિશિયેટથી હાથગાડી લઈને આવ્યા. તે બધા શહેરમાંના મીશનના મકાન આગળ થઈને આવ્યા હતા. ત્યાંથી આશ્રયસ્થાનમાં મૂકી રાખેલ કપડાંની થોડીક પેટીઓ તથા રાખમાં રહી ગયેલાં પવિત્ર વાસણોનાં અવશેષો બચાવી લાવ્યા હતા. તેમણે ફાધર ક્લીનસોર્જની ધર્મપેટી તૈયાર કરી દીધી, અને મિસિસ મુરાટા અને નાકામુરાની વસ્તુઓ ગાડીમાં ગોઠવી. ઉપર નાકામુરાની બે છોકરીઓને બેસાડી તેમણે ગાડી ચલાવવાનું શરૂ કર્યું. ત્યાં એક વ્યવહારુ માનસવાળા પાદરીને યાદ આવ્યું કે દુશ્મનને હાથે મિલકતનું નુકસાન થયું હોય તો પોલીસમાં જઈ નુકસાનીનો દાવો નોંધાવી શકાય છે. મડદાં જેમ જ શાંત પડેલા પેલા ઘવાયેલાઓ સાથે પાદરીઓએ ચર્ચા કરી લીધી, અને એવું ઠરાવ્યું કે નાશ પામેલા મીશનના એક રહેવાસી તરીકે ફાધર ક્લીનસોર્જે આવો દાવો નોંધાવવો. એટલે હાથગાડી સાથે બીજા ગયા. કાટાઓકા બાળકોને સલામ કરી તે પોલીસથાણે ગયા. બીજા ગામના નવા, સ્વચ્છ કપડાંવાળા પોલીસ ત્યાં ફરજ ઉપર હતા. વીંખાયેલા વાળવાળા અને ગંદા શહેરીઓનું એક ટોળું ખોવાઈ ગયેલા સગાંસંબંધીઓની પૂછપરછ કરતું ત્યાં ઊભું હતું. ફાધર ક્લીનસોર્જ દાવાઅરજી ભરી, શહેરની મધ્યમાં થઈ,

નાગાત્સુકા તરફ પાછા ફરતા હતા. તે વેળાએ જ નુકસાનના વિસ્તારનો તેમને પહેલો ખ્યાલ આવ્યો. ખંડેરોની હારની હાર તેમણે પસાર કરી. બગીચામાં આટલું બધું તેમણે સાંભળ્યું હતું છતાં આ જોઈ તેમનો શ્વાસ જ લગભગ થંભી ગયો. તે નોવિશિયેટ પહોંચ્યા ત્યારે થાકથી લોથપોથ થઈ પડયાઃ માતાવિહોણા કાટાઓકા બાળકોની સંભાળ લેવા જવાની વિનંતિ—એ પથારીમાં પડયા અગાઉનું તેમનું છેલ્લું કાર્ય હતું.

મિસ સસાકીએ કુલ્લે બે દિવસ અને બે રાત બે અણગમતા સાથીઓ સાથે અને કચડાયેલા પગે પેલા છત નીચે ગાળ્યાં. તેનું મન એક જ રીતે જુદી દિશાએ દોડતું—અને જ્યારે માણસો કારખાનાના આશ્રયસ્થાન આગળ આવતા ને દોરડા વડે મુડદાં બહાર કાઢતા ત્યારે તે તેમને ખૂણામાં બેઠી બેઠી જોયાં કરતી. પગ સૂજી સડી ગયો હતો. તેનો રંગ ફેરવાઈ ગયો હતો. આ સમય દરમ્યાન તેને પાણી કે ખોરાક કશું મળ્યું નહોતું. ત્રીજે દિવસે આઠમી ઑગસ્ટે તેને મરી ગયેલી માનીને તેનું શબ લેવા કેટલાક મિત્રો આવ્યા. તેમણે ખબર આપ્યા કે તામુરા પેડીએટ્રીક ઈસ્પિતાલમાં તેના નાના ભાઈની સારવારમાં રહેલાં તેના માતાપિતા બાળકસમેત મરણ પામ્યાં છે એમ માનવામાં આવે છે, કારણ કે ઈસ્પિતાલનો સમૂળગો નાશ થયો છે. આ સમાચાર પર વિચાર કરવા માટે તેને એ જ સ્થિતિમાં છોડીને એ મિત્રો ચાલી ગયા. પાછળથી કેટલાક માણસોએ તેને હાથપગથી ઊંચકી અને થોડીક દૂર ઊભેલી મોટરગાડીમાં મૂકી. એક કલાક સુધી ખાડા-

ટેકરાવાળા રસ્તે ગાડી દોડી; અને પગના દરદ વિશે પોતે મૂઢ બનેલ છે તેવું માનનાર મિસ સસાકીને તેથી ઊલટો અનુભવ થયો. માણસોએ તેને ઈનોકુથી વિભાગના રાહતમથકે ઉતારી, અને બે લશ્કરી દાક્તરોએ તેના ઘા જોયા. એક દાક્તર એના ઘાને અડકયો ત્યાં જ તે બેભાન થઈ ગઈ. તે ભાનમાં આવી ત્યારે આ પગ કાપવો કે નહિ તે વિશે દાક્તરોમાં ચર્ચા ચાલતી હતી. એક દાક્તરે કહ્યું કે જખમના મોંમાં ગેસનો કણ છે, અને પગ જો કાપી નાંખવામાં નહિ આવે તો આ અવશ્ય મરી જશે બીજાનો મત એવો હતો કે આ માટે જરૂરી સાધનોનો જ અભાવ છે. તે પુનઃ બેભાન થઈ ગઈ. જ્યારે તે ફરી જાગી ત્યારે તેને સ્ટ્રેચરમાં ઊંચકીને લઈ જવામાં આવતી હતી. હવે નિનોશીમા નામના નજીકના ટાપુ પર જતી એક નૌકામાં તેને મૂકવામાં આવી. ત્યાં લશ્કરી ઇસ્પિતાલ હતી. અહીં બીજા દાક્તરે તેને તપાસીને કહ્યુ કે પગમાં ગેસનો કોહ નહોતો, પરન્તુ હાડકું ભૂંડી રીતે ભાંગી ગયું હતું. તેણે ઠંડે પેટે જાહેર કર્યું: "હું દિલ ગીર છું; આ ઈસ્પિતાલ તો વાઢકાપના દરદીઓ માટે જ છે. ગેસનો કોહ નહિ હોવાથી તમારે આજ રાત્રે હિરોશિમા પાછા ફરવું પડશે." પણ પછી દાક્તરે તેનો તાવ માપ્યો, અને પારાશીશીનો આંક જોતાં જ તેણે નિર્ણય ફેરવ્યો: મિસ સસાકીને ત્યાં રહેવા દીધી.

ઑગસ્ટ ૮મીએ આગમાં ગાંડાની પેઠે દોડી જનાર દેવળના મંત્રી મિ. કુકાઈની તપાસ કરવા માટે ફાધર સીસલીક શહેરમાં આવ્યા મિ. કુકાઈને પાદરીઓએ જ્યાં છેલ્લે

જોયા હતા તે સકાઈ પુલની આસપાસ પ્રથમ તેમણે શોધ આરંભી. તે ઈસ્ટ પેરેડ મેદાન તરફ ગયા, એમ માનીને કે આ આશ્રયસ્થાન હોવાથી એ ત્યાં કદાચ હોય. ત્યાં ઘવાયેલાં અને મૃત્યુ પામેલાંમાં તેમણે તપાસ કરી. પોલીસને પૂછપરછ કરી. પણ એ માણસનો કશો પત્તો તે ન મેળવી શક્યા. તેઓ નોવિશિયેટ પાછા ફર્યા. મીશનના મકાનમાં મિ. કુકાઇ સાથે ફરતા વિદ્યાર્થીએ તે સાંજે પાદરીઓને કહ્યું: "બૉમ્બ પડવાને આગલે દિવસે જ ચેતવણીની સીટી વાગી ત્યારે તે કહેતા હતા: જાપાન મરી રહ્યું છે. જો હિરોશિમા પર સાચેસાચ હુમલો થશે તો મારે પણ મારા દેશ સાથે મરવું છે." મિ. કુકાઈ જાનને કુરબાન કરવા જ દોડ્યા હતા, તેમ પાદરીઓએ માન્યું. તે પછી મિ. કુકાઈ કોઈ પણ દિવસ દેખાયા જ નહિ.

રેડ ક્રોસ હૉસ્પિતાલમાં ડૉ. સસાકીએ એક કલાકની ઊંઘ સાથે લાગલાગટ ત્રણ દિવસ સુધી કામ કર્યું. બીજા દિવસથી તેમણે ગંભીર ઘાને ટેભા મારવા માંડ્યા. આખી રાત અને બીજો આખો દિવસ તેમણે સીવ્યા જ કર્યું. મોટાભાગના ઘા પાકી ગયા હતા. નસીબસંજોગે, કોઈકે બચી ગયેલી નરૂકોપોન નામની ઘેનની જપાની દવા શોધી આણી, અને દાક્તરે જેમને પીડા થતી હતી તેવાઓને આપી. આ મહાન બૉમ્બ કાંઈક વિલક્ષણ છે તે હૉસ્પિતાલના સ્ટાફમાં કહેવાતું હતું, કારણકે જ્યારે હૉસ્પિતાલના નાયબ ઉપરી ભોંયરામાં જ્યાં એક્સરે પ્લેટો રાખવામાં આવે છે ત્યાં નીચે ગયા ત્યારે તેમને આ બધી પ્લેટો ખુલ્લી થઇ ગયેલી જણાઈ હતી. તે દિવસે યામાગુચી શહેરમાંથી એક નવો દાક્તર તથા દશ

નર્સો નવા પાટા તથા દવાઓ સાથે આવ્યાં. ત્રીજે દિવસે એક બીજો દાક્તર તથા બાર નર્સો માત્સુથી આવ્યાં. છતાં દશહજાર દરદીઓ માટે માત્ર આઠ જ દાક્તરો હતા. ત્રીજા દિવસની બપોરે ટેભા લગાવીને થાકી ગયેલા દા. સસાકી, પોતે મરી ગયા છે તેવું માતા માનતી હશે તેવા વિચારે અકળાઈ ગયા. મુકેહારા જવાની તેમણે પરવાનગી મેળવી. બહારનાં પરાંમાં હજી વિજળિક ટ્રેનો દોડતી હતી. તેમાં બેસી છેક સાંજે તે ઘેર પહોંચ્યા. તે સાજાસમા હતા, તેવા ખબર માતાને મળ્યા હતા—એક ઘવાયેલી નર્સે તેમને આ ખબર કહ્યા હતા. દાક્તર પથારીમાં પડ્યા. લાગલાગટ સત્તર કલાક સુધી તે ઊંઘ્યા.

ઓગસ્ટ આઠની પરોડે ફાધર કલીનસોર્જ જે ઓરડામાં સૂતા હતા ત્યાં કોકે આવી લટકતો દીવો ચેતાવ્યો અર્ધા ઊંઘતા ફાધર કલીનસોર્જ, બત્તીના આકસ્મિક પ્રકાશે પથારીમાં ઊભા થઈ ગયા, અને એમના ઘામાંથી ફરી લોહી વહેવા લાગ્યું. શું થયું છે તે જાણ્યું, ત્યારે તેમને હસવું આવ્યું. પુનઃ તે સૂઈ ગયા અને આખો દિવસ પથારીમાં જ રહ્યા

ઓગસ્ટ નવમીએ પણ ફાધર કલીનસોર્જ થાકેલા હતા. વડા પાદરીએ તેમના ઘા જોઈ કહ્યું: તેના પર પાટા બાંધવાની જરૂર નથી, અને ફાધર કલીનસોર્જ તેને બરોબર સાફ કરતા રહેશે તો ત્રણચાર દિવસમાં રુઝ આવી જશે. ફાધર કલીનસોર્જનું મન અસ્વસ્થ હતું. શું થયું હતું તે હજી તેમની સમજમાં પૂરેપૂરું આવ્યું નહોતું. પોતે જાણે કોઈ ગુનો કર્યો હોય તેમ તે આ હિંસાને સ્થળે જવા

તલપતા હતા. પથારીમાંથી બેઠા થઈ તે શહેર તરફ ગયા. મીશનના મકાનના ખંડેરોમાં તે આમતેમ ભમ્યા. પણ કશું ન મળ્યું. એકાદ બે નિશાળોનાં સ્થાને ગયા, અને ઓળખીતા માણસો વિશે પૂછ્યું. શહેરના જપાની કેથોલિકો વિશે પૂછપરછ કરી. જવાબમાં મકાનના ખંડેરો જ હતા. તે પાછા નોવિશિયેટ આવ્યા—વ્યામોહિત થઈને અને કશીય નવી સમજ વગર.

ઓગસ્ટ નવમીએ સવારે અગિયાર પર બે મિનિટે નાગાસાકી પર બીજો અણુબોમ્બ ફેંકાયો. હિરોશિમાના બચેલા માણસોને દિવસો પછી ખબર પડી કે અમને સાથીદારો મળ્યા છે, કારણ કે જપાની રેડિયો અને અખબારો આ વિચિત્ર આયુધ સંબંધમાં ખૂબ સાવચેતીથી ઉદ્દગારો કાઢતા હતા.

ઓગસ્ટની નવમીએ મિ. ટેનીમોટો હજીય બગીચામાં જ કામ કરતા હતા. તે યુશિડાના પરામાં ગયા. ત્યાં તેમનાં પત્ની મિત્રો સાથે રહેતાં હતાં. બોમ્બ પડ્યો તે અગાઉ આ સ્થળે મુકાવી રાખેલ તંબૂ તેમને મળી ગયો. બગીચામાં જે ઘવાયેલાં ખસી શકતાં નહોતાં અથવા જેમને ખસેડી શકાતાં નહોતાં,તેમનાં આશ્રયસ્થાન તરીકે આ તંબૂને તે લઈ આવ્યા. તેમને લાગતું હતું કે પોતે બગીચામાં જે કાંઈ કરે છે તે ઉપર ૨૧ વર્ષની પડોશી છોકરી મિસિસ કમાઇની નજર છે. બોમ્બ ફાટ્યો તે આખો દિવસ તેમણે આ છોકરીને હાથમાં બાળકીનું શબ લઈ બેસી રહેલી જોઈ હતી. બીજા જ દિવસથી તેમાં દુર્ગંધ મારવી શરૂ થઈ હતી, છતાં આ નાનું શબ તેણે હાથમાં

ચાર દિવસ સુધી રાખી મૂકયું. એકવાર મિ ટેનીમોટો તેની પાસે જઈને બેઠા. ત્યારે મિસિસ કમાઈએ વાત કરીઃ પોતે બન્ને જણાં ઘર નીચે દટાઈ ગયાં હતાં. છોકરી પીઠ પર હતી. તે જ્યારે ધૂળના ઢગલામાંથી મુક્ત થઈ ત્યારે મોંમાં પુષ્કળ ધૂળ હોવાને કારણે છોકરીનો શ્વાસ રૂંધાતો હતો. તેણે બાળકીનું મોં સંભાળપૂર્વક સાફ કર્યું. પછી બાળકીનો શ્વાસ થોડોક સમય તો બરોબર ચાલુ થઈ ગયો, અને તે સાજીસમી થઈ ગઈ તેમ લાગ્યું. પણ એકાએક તે મૃત્યુ પામી. પોતાનો પતિ કેવો સુંદર હતો તે વિશે પણ મિસિસ કમાઈએ વાત કરી અને મિ ટેનીમોટોને તેને શોધી લાવવા વિનંતિ કરી, પહેલે દિવસે મિ. ટેનીમોટો આખો દિવસ શહેરમાં ઘૂમ્યા હતા અને તેમણે ચુગોકુ લશ્કરી મથકના દાઝેલા સિપાહીઓને સર્વત્ર જોયા હતાઃ એટલે મિ કમાઈ જીવતા હોય તોય તેમને શોધી લાવવાનું કામ અઘરું હતું. અલબત્ત, આ વાત તેમણે મિસિસ કમાઈને કહી જ નહિ જ્યારે જ્યારે તે મિ. ટેનીમોટોને જોતી, ત્યારે ત્યારે પતિ વિશે જ તે તેમને પૂછતી. એકવાર તો તેમણે તેને સૂચવ્યું પણ ખરું: 'બાળકને આપણે દાટી આવીએ.' પરન્તુ મિસિસ કમાઈએ તો તેને ઊલટાંની છાતીસરસી લઈ લીધી. હવે મિ. ટેનીમોટો મિસિસ કમાઇથી દૂર રહેવા લાગ્યા. પરન્તુ જ્યારે જ્યારે તે નજર નાંખતા ત્યારે તે તેમનાં સામું જ મીટ માંડીને બેઠેલી દેખાતી. તેની આંખમાં એક જ સવાલ હતો. એટલે બને ત્યાં સુધી પીઠ ફેરવી રાખીને તેમણે એની દૃષ્ટિ ટાળવાનો પ્રયાસ કર્યો.

નોબિશિયેટના સુંદર દેવળમાં પાદરીઓએ લગભગ પચાસ

નિરાશ્રિતોને સમાવ્યા. વડા પાદરીએ શક્ય હોય એટલી દાક્તારી સહાય કરી—મોટે ભાગે તો તે પરૂ જ સાફ કરી શકે તેમ હતું. પ્રત્યેક નાકામુરાને એક કામળો તથા મચ્છરદાની આપવામાં આવ્યાં. મિસિસ નાકામુરા તથા તેમની નાની છોકરીને ભૂખ જ ન હોતી. તેમના છોકરાએ તથા બીજી છોકરીએ ખાધું, પણ પછી તો તે પણ ન ખાઈ શક્યાં. ઓગસ્ટની દશમીએ તેમનાં એક મિત્ર મિસિસ ઓસાકી મળવા આવ્યાં અને બોલ્યાં: “ કારખાનામાં કામ કરતો મારો છોકરો હિડિયો જીવતો જ શેકાઈ ગયો છે.” તોશિયોને મન હિડિયો એક વિભૂતિ સમાન હતો તોશિયો કારખાનામાં જઈ કેટલી ય વાર તેને મશીન ચલાવતો જોઈ રહેતો. તે રાત્રે તોશિયો ચીસ પાડી જાગી ઊઠ્યો. તેને એવું સ્વપ્નું આવ્યું હતું કે મિસિસ ઓસાકી પોતાના કુટુંબ સાથે જમીનના દરમાંથી બહાર આવતાં હતાં. પછી તેણે પટ્ટાવાળા એક મોટા મશીન પાસે હિડિયાને ઊભેલો જોયો. પોતે પણ તેની નજીક જ ઊભો હતો. ગમે તે કારણસર આ બધુ તેને બિહામણું લાગ્યું હતું.

ડૉ. ફુજી ઘવાયા છે અને ફુકાવા નામના ગામમાં, ઓકુમા નામના મિત્રને ત્યાં, તેના ગ્રીષ્મભવનમાં રહેવા ગયા છે, તેવું ઓગસ્ટની દશમીએ ફાધર ક્લીનસોર્ગે સાંભળ્યું. એટલે તેમણે ફાધર સીસલીકને તેમને જોઇ આવવા પૂછી જોયું. ફાધર સીસલીક હિરોશિમા બહારના મિસાસા સ્ટેશને ગયા, અને ત્યાંથી વીસ માઇલ સુધી વીજળિક ટ્રેનમાં ગયા. પ્રખર તાપમાં બીજો દોઢ કલાક ચાલી તે

પર્વતની તળેટીમાં ઓટા નદીને કાંઠે આવેલા મિ. ઓકુમાના મકાને પહોંચ્યા. ડૉ. ફુજી કિમોનો પહેરી ખુરશીમાં બેઠા બેઠા ભાંગેલા હાડકા પર શેક કરી રહ્યા હતા. દાક્તરે ફાધર સીસલીકને ચશ્મા ગુમાવ્યા વિશે ફરિયાદ કરી કહ્યું કે તેના વગર આંખો સતાવે છે તેમણે પાદરીને શરીર પર મોભવળીઓએ પાડેલા ભૂરા લીલા ઉઝરડા બતાવ્યા. પછી તેમણે પાદરીને સિગારેટ તથા સવારના અગિયાર વાગ્યા હોવા છતાં વ્હીસ્કી ધર્યાં. જરાક લેશે તો દાક્તરને ગમશે તેમ માની પાદરીએ તે લેવા હા પાડી. નોકર સન્ટોરી વ્હીસ્કી લઈ આવ્યો. પાદરી, દાક્તર તથા યજમાન એમ ત્રણેએ ભેગા થઈ આનંદપૂર્વક વાતો કરવા માંડી. મિ. ઓકુમા હવાઈમાં રહી આવ્યા હતા, એટલે તેમણે અમેરિકનો વિશે કેટલીક વાતો કહી ડૉ. ફુજીએ વિનાશ વિશે થોડીક વાત કરી. તેમણે કહ્યું કે મિ. ઓકુમા અને એક નર્સ એમની તૂટી ગયેલી ઇસ્પિતાલમાં જઈ આશ્રયસ્થાનમાં પડેલી એક પેટી લઈ આવ્યા હતાં. તેમાં વાઢકાપનાં ઓજારો હતાં. આમાંથી કેટલાંક ઓજારો નોવિશિયેટના વડા પાદરી માટે તેમણે ફાધર સીસલીકને આપ્યાં. ફાધર સીસલીકને અંદરથી ભકારી જેવું લાગતું હતું, પરન્તુ વાત બૉમ્બના રહસ્ય તરફ વળી ત્યાં સુધી તે થંભ્યા. બૉમ્બ કેવા પ્રકારનો હતો તે વિશે હું જાણું છું, એવું તેમણે કહ્યું. નોવિશિયેટમાં આવેલા એક જપાની ખબરપત્રી પાસેથી તે વિશે સાચી બાતમી મળી હતી. વસ્તુતઃ આ બૉમ્બ જ ન હોતો પરન્તુ એક જ વિમાન દ્વારા સમસ્ત શહેર પર છાંટવામાં આવેલ એક પ્રકારનો મેગનેશિયમ પાવડર હતો. શહેરના વીજળીના

તાર સાથે તેનો સમાગમ થતાં જ તે ફાટ્યો. આ તમામ બાતમી ખબરપત્રી મારફતે આવી હતી તેથી તે સાચી જ હશે, એમ ડૉ. ફુજીએ સંતોષપૂર્વક માન્યું અને કહ્યું: "તેનો અર્થ એવો થયો કે આ બોમ્બ શહેર પર અને તે પણ દિવસ દરમ્યાન જ્યારે ટ્રામગાડીઓ દોડતી હોય ત્યારે જ ફેંકી શકાય."

બાગમાં પાંચ દિવસ સુધી ઘવાયેલાંની સારવાર કરી મિ. ટેનીમોટો ઑગસ્ટની ૧૧ મીએ પોતાના દેવળ તરફ પાછા ફર્યા, અને ખંડેરોની આસપાસ ખોદવા લાગ્યા. કેટલીક ડાયરીઓ, અને ચોપડીમાં રાખેલી તથા કિનારેથી જરાક બળી ગયેલી દેવળ-નોંધો તેમ જ રસોઈનો તથા કાચનો કેટલોક સામાન તે મેળવી શક્યા. આ કાર્યમાં તે પરોવાયેલા હતા, ત્યાં કોક મિસ ટનાકા આવી અને બોલી: 'મારા બાપુજી તમને બોલાવે છે.' વહાણ કંપનીના આ નિવૃત્ત અમલદારને ધિક્કારવા માટે મિ. ટેનીમોટો પાસે કારણ હતું. તે પોતાના દાનનો મોટો દેખાવ કરતો હતો, છતાં ય અંદરથી સ્વાર્થી અને ઘાતકી હતો. બૉમ્બ પડ્યો તેના થોડાક જ દિવસ પૂર્વે તે ઉઘાડેચોક કહેતો હતો કે ટેનીમોટો અમેરિકાનો જાસૂસ છે. કેટલી ય વાર તેણે ખ્રિસ્તીધર્મની વિડંબના કરી હતી, અને એ ધર્મને અ-જપાની કહ્યો હતો. બોમ્બ પડ્યો તે ક્ષણે મિ. ટનાકા શહેરના રેડિયો સ્ટેશન સમીપે ચાલતા હતા. તેમને શરીરે કેટલાક ગંભીર ઝરેલા ઉઝરડા, પરન્તુ તે ઘર સુધી પહોંચી શક્યા નહિ. તેમણે પડોશી મંડળના આશ્રયસ્થાનમાં મુકામ કર્યો. અને ત્યાં બેઠા બેઠા તબીબી સહાય મેળવવા પ્રયત્ન કર્યો. પોતે

ખૂબ માલદાર છે, અને દાની તરીકે પંકાયેલા છે, માટે હિરોશિમાના બધા જ દાક્તરોએ એમને ત્યાં આવવું જોઈએ, તેવી તે આશા સેવતા હતા. કોઇ ન આવ્યું, તેથી રોષે ભરાઈને તે બધાની તપાસમાં નીકળ્યા. પોતાની દીકરીના હાથનો ટેકો લઈ તે શહેરની બધી ખાનગી ઇસ્પિતાલોમાં ઘૂમી આવ્યા, પરન્તુ આ બધે સ્થાને વેરાન ખંડેરો જ હતા. તે પાછા પેલા આશ્રયસ્થાનમાં આવીને પડ્યા. તે ખૂબ દૂબળા પડી ગયા હતા, અને તેમને હવે મરવાનું જ છે તેવી ખાતરી થઈ ચૂકી હતી. કોઈ પણ ધર્મદ્વારા તે હવે આશ્વાસન મેળવવા આતુર હતા.

મિ. ટેનીમોટો તેમને સહાય કરવા ગયા. તે કબર જેવા આશ્રયસ્થાનમાં નીચે ઊતર્યા અને આંખ અંધારા સાથે અનુકૂળ થઈ ત્યારે મિ. ટનાકા તેમના જોવામાં આવ્યા. તેમનું મોં તથા હાથ સૂજી ગયાં હતાં, અને તેના પર પરૂ તથા લોહી પથરાયાં હતાં. આંખો સૂજીને બિડાઇ ગઈહતી. આ ઘરડા માણસના દેહમાંથી દુર્ગંધ આવતી હતી. તે વારંવાર નિઃશ્વાસ મૂકતા હતા. તેમણે મિ. ટેનીમોટોને અવાજ ઉપરથી ઓળખ્યા. અજવાળું મળે એટલા સારુ મિ. ટેનીમોટો આશ્રયસ્થાનની સીડીએ ઊભા રહ્યા અને તેમણે જપાની ભાષામાં લખાયેલા બાઈબલના ચટકામાંથી પ્રાર્થના વાંચવા માંડીઃ "તારી નજરમાં વીતેલાં હજાર વર્ષ માત્ર ગઈ કાલ જેવાં, અને રાતના રખેવાળ જેવાં છે. તું માનવીનાં બાળકોને પૂર પેઠે તાણી જાય છે; તે બધાં નિદ્રા જેવા છે. તે પરોઢમાં ઘાસ જેવાં છે—જે ઊગે છે. પ્રભાતે તે પ્રફુલ્લે છે, પાંગરે છે; સંધ્યાએ તે કપાય

છે, કરમાય છે. તારા પુણ્યપ્રકોપે અમે જણાએ છીએ, તારા રોષે અમે પીડાઇએ છીએ. અમારા દોષો તેં તારી આગળ મૂક્યા છે, અમારાં છૂપાં પાપ તારા મુખ-પ્રકાશમાં પથરાયા છે. તારા રોષમાં અમે દિવસો ગુજારીએ છીએ. અમે વર્ષો વિતાવીએ છીએ: જાણે કોક કહેવાયેલી કથાની જેમ....''

મિ. ટેનીમોટો ભજન વાંચતા હતા, તેવામાં જ મિ. ટનાકાનું પ્રાણુપંખી ઊડી ગયું હતું.

ઑગસ્ટની ૧૧ મીએ નિનોશિમા લશ્કરી ઇસ્પિતાલમાં ખબર આવ્યા કે ચુગોકુ લશ્કરી મથકમાંથી ઘણા ઘવાયેલા સિપાહીઓ આ ટાપુ પર આવનાર હતા. એટલે બીજા શહેરીઓને ખાલી કરાવવાનું જરૂરી માનવામાં આવ્યું. મિસ સસાકીને હજી વધારે તાવ આવતો હતો, તે છતાં ય એક મોટા વહાણમાં તેને મોકલવામાં આવી પગ નીચે ઓશિકું મૂકી તે તૂતક પર પડી રહી. તૂતક પર છાંયો હતો, પરન્તુ વહાણ ચાલવા માંડ્યું તેમ તેમ સૂરજનો પ્રકાશ આવવા લાગ્યો. સૂરજને લીધે પોતે કોઈ સૂક્ષ્મદર્શક યંત્ર નીચે હોય તેમ તેને લાગ્યું. ઘામાંથી પરૂ વહેવા લાગ્યુ અને આખું ઓશિકું તેનાથી ભીંજાઈ ગયું. હિરોશિમાથી થોડાક માઈલ દૂર નૈર્ઋત્યે આવેલા હાત્સુકૈચી નામના શહેરને કાંઠે તેને ઉતારવામાં આવી. ત્યાં તાજેતરમાં જ ઇસ્પિતાલમાં ફેરવી નાંખવામાં આવેલી એક પ્રાથમિક શાળામાં એને મૂકવામાં આવી. ત્યાં તે કંઈ દિવસ રહી; પછી ટોકિયોથી આવેલ નિષ્ણાત હાડવૈદ્યની સંભાળ નીચે થોડાક દિવસ સુધી રહી. ત્યાં

સુધીમાં તો તેનો પગ લાલઘૂમ થઈને છેક ઉપર સુધી સૂજી ગયો હતો. ડાક્તરોએ કહ્યું કે આ ભાંગેલાં હાડકાં ગોઠવવાનું શક્ય નથી. તેમણે અંદર કાપ મૂકયો, અને અંદરનો કચરો કાઢવા માટે રબ્બરની નળી મૂકી.

નોવિશિયેટમાં નમાયાં કાટાઓકા બાળકોને આશ્વાસન આપી જ શકાતું નહોતું. ફાધર સીસલીકે તેમનું ધ્યાન બીજે દોરવવા ખૂબ પ્રયાસ કર્યો. તે ભાતભાતની સમસ્યાઓ મૂકતા અને પૂછતા: "દુનિયામાં ચતુરમાં ચતુર પ્રાણી કયું?" 'વાંદરો, હાથી, ઘોડો' એવો પેલી તેર વર્ષની છોકરી જવાબ આપતી એટલે તે કહેતા: "ના! આવું ચતુર પ્રાણી તો હિપોપોટેમસ છે." જપાનીમાં આ પ્રાણીને 'કાબા' કહેવાય છે, અને મૂર્ખ માટે વપરાતા જપાની ભાષાના શબ્દ 'બાકા'ના તે અવળા અક્ષરો છે. તે બાઇબલની વાર્તાઓ કહેતા. યુરોપનાં ચિત્રોની ચોપડી બતાવતા. છતાંય મોટે ભાગે તે બાળકો માને માટે રડ્યાં કરતાં

કેટલાક દિવસ પછી ફાધર સીસલીકે બાળકના કુટુંબ માટે તપાસ કરવા માંડી. પ્રથમ તો પોલીસ પાસેથી એવા ખબર મળ્યા કે નજીકના કુરે નામના શહેરમાં એક કાકાએ બાળકોની તપાસ કરી હતી પાછળથી એવા સમાચાર મળ્યા કે હિરોશિમાના એક પરા ઉજીનાની પોસ્ટ ઑફિસમાં એક મોટો ભાઈ તેમની તપાસ કરવા આવ્યો હતો. વળી, પાછળથી તેમણે સાંભળ્યું કે માતા હયાત છે અને નાગાસાકીના ગોટો બેટમાં છે. ઉજીના પોસ્ટ ઑફિસ પર સતત નજર રાખીને તે આખરે આ એક ભાઈનો પત્તો મેળવી શકયા, અને આ બાળકોને તેમની માતાભેગાં કર્યાં.

બૉમ્બ પડયા પછી એક અઠવાડિયે હિરોશિમાના કાંઠે એક અસ્પષ્ટ ગૂઢ અફવાં અથડાઈ: અણુઓ ગમે તે કારણે બે ભાગમાં વહેંચાઈ ગયા, ત્યારે જે શક્તિ છૂટી થઈ, તેથી શહેરનો નાશ થયો. આ કર્ણોપકર્ણની વાતોમાં આ હથિયારનો નિર્દેશ જેન્સી બાકુદાન—મૌલિક બાળક બૉમ્બ—તરીકે થતો. કોઈને પણ આ વાત સમજાતી નહિ; અને બધા પેલા મૅગ્નેશિયમ પાવડર કે એવી વાતો જેટલો જ વિશ્વાસ મૂકતા. બીજાં શહેરોમાંથી છાપાં આવતાં, તેમાં પણ ઑગસ્ટ ૧૨મીએ ડોમેઇ (જાપાનની સમાચારસંસ્થા)ના જેવું આટલું સામાન્ય નિવેદન હતું: "આ ઘાતકી બૉમ્બની પ્રચંડ શક્તિ કબૂલ્યા સિવાય છૂટકો નથી." આ સિવાય એમાં કાંઈ નહોતું. જાપાનના વૈજ્ઞાનિકો લોરિત્સેન ઇલેક્ટ્રોસ્કોપ તથા નેહેર ઇલેક્ટ્રોમીટર સાથે શહેરમાં આવ્યા: તેમને બરોબર સમજ પડી ગઇ.

ઑગસ્ટ ૧૨મીએ નાકામુરાઓ—બધાં જ હજી માંદાં હતાં—કાબે નામના નજીકના ગામે ગયા અને મિસિસ નાકામુરાનાં ભાભી સાથે રહેવા લાગ્યાં. બીજે દિવસે ચાલવા જેટલી શક્તિ ન હોવા છતાંય મિસિસ નાકામુરા એકલી હિરોશિમા જવા નીકળી. પરા સુધી વીજળી-ગાડીમાં અને પછીથી ચાલતી ગઈ. નોવિશિયેટમાં રહી તેટલા સમય દરમ્યાન તેને કુકુરો પરામાં રહેતાં મા, ભાઇ તથા મોટીબહેન વિશે ચિંતા થયા કરતી હતી. ઉપરાંત ફાધર કલીનસોર્જની માફક તેને પણ અમુક આકર્ષણ હતું. તપાસ કરતાં એને ખબર પડી કે એનું આખું કુટુંબ મૃત્યુશરણ થયું છે. શહેરમાં એણે જે જોયું હતું અને સાંભળ્યું હતું તેનાથી તે એટલી

ડઘાઇ ગઇ હતી અને એટલી ખિન્ન થઇ હતી કે તે જ્યારે સાંજના પાછી ફરી ત્યારે એક શબ્દ પણ બોલી ન શકી.

રેડ ક્રોસ ઇસ્પિતાલમાં હવે જરાતરા વ્યવસ્થા સ્થપાઇ હતી. આરામ લઇ પાછા ફરેલ દા. સસાકીએ દરદીઓ (હજીય એ બધા ગમે ત્યાં પથરાયેલાજ હતા)નું વર્ગીકરણ કરવાનું માથે લીધું. સ્ટાફના માણસોએ ભંગાર સાફ કર્યો. નર્સો તથા ઓપચારકોએ શબો ખસેડવા માંડયાં. જાપાનમાં સંસ્કારી દફન અને ધાર્મિક ક્રિયા દ્વારા શબોનો નિકાલ એ જીવતાની સંભાળ કરતાં પણ મોટી નૈતિક જવાબદારી મનાય છે ઇસ્પિતાલમાં અને તેની આસપાસ પહેલા દિવસનાં શબોમાંથી ઘણાને સગાંવહાલાંએ ઓળખી કાઢયાં. બીજા દિવસના આરંભથી, જ્યારે પણ દરદી દરવાજે આવતો ત્યારે કપડા સાથે તેના નામવાળી ચિઠ્ઠી ચોંટાડી દેવામાં આવતી. શબ–ટુકડી આ મૃત દેહોને બહાર ખસેડતી; ખંડેરોનાં લાકડાંની ચિતા પર તેમને પોઢાડી આગ મૂકતી; તેની રાખને એકસરે માટે કાગળથેલીમાં સાચવતી. આ થેલી પર તે તેમનાં નામો લખતી, અને અદબપૂર્વક મુખ્ય કાર્યાલયમાં કોથળામાં તેનો સંચય કરતી. થોડાક જ દિવસમાં એક મોટા મંદિરની એક આખી પાંખ આ કાગળથેલીઓથી ચિકાર થઈ ગઈ.

ઓગસ્ટની પંદરમીએ કાબેમાં તોશિયો નાકામુરાએ વિમાનનો અવાજ સાંભળ્યો. તે એકદમ બહાર દોડયો અને ધંધાદારી નજરથી હોય તેમ તેને બી–૨૯ તરીકે ઓળખી કાઢ્યું. તેણે બૂમ મારી: ' બી. ચાલ્યા. '

તેના એક સગાએ ઠપકો આપ્યો: "હજીય મિ. ખીથી તું ધરાયો નથી?"

પ્રશ્ન જાણે સંકેતસૂચક હતો. તે જ ક્ષણે ઇતિહાસમાં પ્રથમ વાર રેડિયો પરથી શહેનશાહ હિરોહીટોનો નિરુત્સાહજનક મંદ અવાજ આવતો હતો. "જગતનાં સામાન્ય વહેણોનો તથા આપણા સામ્રાજ્યમાં પ્રવર્તતી સાચી સ્થિતિનો વિચાર કર્યા પછી એક અસાધારણ પગલું ભરી વર્તમાન સ્થિતિનો ઉકેલ આણવાનું અમે વિચાર્યું છે....."

મિસિસ નાકામુરા પડોશી મંડળના આશ્રયસ્થાનમાં દાટી રાખેલા ચોખા લેવા પુનઃ શહેરમાં ગઈ હતી. આ લઈ તે કોઈ તરફ પાછી વળતી હતી. વીજળીગાડીમાં સાવ અચાનક તેને તેની નાની બહેનનો ભેટો થઇ ગયો.

"સમાચાર સાંભળ્યા?" બહેને પૂછ્યું.

"શા સમાચાર?"

"લડાઈ પૂરી થઇ ગઈ."

"આવી ગાંડા જેવી વાત ન કરીશ, બહેન."

"મેં જાતે રેડિયો પર સાંભળ્યું," અને પછી ધીમા અવાજે કહ્યું: "શહેનશાહનો જ અવાજ હતો."

"ઓહ!" મિસિસ નાકામુરાના મોંમાંથી ઉદ્‌ગારો સરી પડ્યા. (અણબોલ્યા છતાંયે લડાઈમાં જીતવાને હજી તક છે તેવી વિચારણા છોડવા સિવાય બીજું તો કશું તેને કરવાનું નહોતું) "એમ હોય તો...."

કેટલાક દિવસ પછી એક અમેરિકન મિત્ર પરના કાગળ-

માં મિ. ટેનીમોટોએ તે દિવસના બનાવોનું વર્ણન કર્યું: "યુદ્ધોત્તર દિવસમાં અમારી તવારીખમાં એક સૌથી અદ્દભુત બનાવ બન્યો. અમને—જાપાનની સામાન્ય વસ્તીને—અમારા બાદશાહે પોતે રેડિયો દ્વારા સંબોધન કર્યું. ઑગસ્ટ ૧૫ મીએ અમને કહેવામાં આવ્યું કે અગત્યના સમાચાર આવવાના છે અને અમારે બધાએ તે સાંભળવા તત્પર રહેવું. એટલે હું હિરોશિમાના રેલવે સ્ટેશને ગયો. ત્યાં સ્ટેશનના ખંડેરો પર એક લાઉડસ્પીકર ગોઠવવામાં આવ્યું હતું. ઘણા નાગરિકો પાટા સાથે આવ્યા હતા—કેટલાક દીકરીઓને ખભે ટેકાઈને, તો કેટલાક લાકડી પર ઘવાયેલા પગ રાખીને. બધાએ એ વાયુપ્રવચન સાંભળ્યું. અને જ્યારે ખુદ શહેનશાહ જ સંબોધન કરી રહ્યા છે તેવી તેમને જાણ થઈ ત્યારે તેમની આંખમાં પાણી આવ્યાં: 'આપણા ટેનો જાતે આપણને સંબોધે અને આપણે તેનો અવાજ સાંભળી શકીએ એ કેવું આશીર્વાદરૂપ છે! આવડા મોટા ભોગથી પણ અમને સંતોષ છે.' જ્યારે તેમને ખબર પડી કે લડાઈ પૂરી થઈ છે અને જાપાનનો પરાજય થયો છે ત્યારે તેમને અલબત્ત ભારે નિરાશા સાંપડી, પણ તેમણે શહેનશાહના આદેશને શાંતિથી માથે ચઢાવ્યો—જગતની શાશ્વત શાંતિ માટે તેમણે સંપૂર્ણ ભોગ આપ્યો—અને આમ જાપાને નવો રાહ અખત્યાર કર્યો."

બોમ્બ ફાટ્યા પછી બાર દિવસે ઑગસ્ટની ૧૮મીએ ફાધર ક્લીનસોર્જ નોવિશિયેટથી પેલી કાગળપેટી લઈ પગપાળા હિરોશિમા આવવા નીકળ્યા. તેમને હવે લાગતું હતું કે મૂલ્યવાન સામગ્રીવાળી આ પેટી તિલસ્માતી શક્તિ ધરાવતી હતી કારણ કે, તેમણે તેને અગાઉ જે મેજ નીચે છુપાવી રાખી હતી તેના જ્યારે કટકે કટકા થઈ ગયા હતા ત્યારે પણ એ પેટી તેમને બારણા વચ્ચે ઊંચા હાથા સાથે સલામત રહેલી મળી હતી! હવે તે જીસસ સોસાયટીના ચેન, અરધા નાશ પામેલા મકાનમાં પુનઃ ઊઘડેલી યોકોહોમા સ્પેસી બેંકની હિરોશિમા શાખાએ લઈ જવામાં આનો ઉપયોગ કરતા હતા. સામાન્યતઃ આજે સવારે તે પ્રસન્ન હતા એ વાત અલબત્ત સાચી હતી કે શરીર પર પડેલા નાના ઘા, પાદરીએ કહ્યું હતું તે પ્રમાણે ત્રણ ચાર દિવસમાં રુઝાયા ન હોતા પરન્તુ ફાધર ક્લીનસોર્જે અઠવાડિયા સુધી આરામ લીધો અને હવે સખત પરિશ્રમ કરવા જેટલી તાકાત આવી હતી એમ તેમણે માન્યું શહેરમાં જે રસ્તે દાખલ થયા તેનાં ભીષણ દૃશ્યોથી હવે તો એ ટેવાઈ ગયા હતા. નોવિશિયેટ સમીપનું ચોખાનું મોટું ખેતર ભૂખરા રંગે રંગાઈ ગયું હતું; શહેરને સીમાડે આવેલાં મકાનો તૂટેલી બારીઓ અને વેન્ટિલેટર હાદી સાથે આખાં હોવા છતાં ખખળી ગયેલાં લાગતાં હતાં, અને પછી તુરત જ ચાર

ચોરસ માઈલવાળો રાતા–ભૂખરા ઘાવાળો વિસ્તાર શરૂ થતો હતો—ત્યાં બધું જ પડીને પાધર થયું હતું યા તો સળગી ગયું હતું. જમીનસરસાં થયેલાં મકાનોની કતાર પર કતાર આવતી હતી—માત્ર અહીંતહીં રાખ અને લાદીના ઢગલા પર નિશાનીનું કોક પાટિયું ( 'બહેન ! તમે કયાં છો ?' 'અથવા તો સર્વે સલામત છે'—અને 'અમે ટોયોસાકા રહીએ છીએ' ) લટકાવેલું નજરે ચઢતું હતું. બોડાં વૃક્ષો અને બળી ગયેલા ટેલિફોનના થાંભલા મળતા હતા. સર્વ વસ્તુઓની દૃષ્ટિમર્યાદાની સમાંતરતા જ પુરવાર કરવા મથતાં હોય તેમ થોડાંક આખાં કે અર્ધાં આખાં મકાનો જણાતાં હતાં. ( વિજ્ઞાન અને ઉદ્યોગના સંગ્રહાલયનાં નિરીક્ષણ માટે જ ન હોય તેમ તેનો મિનારો પોલાદી ચોકઠા પર હજીય ઊભો હતો; વેપારી મંડળના મકાનનો ટાવર, ઘા પછી પણ શાંત, કડક અને અજેય ઊભો હતો; વિશાળ અને નીચાણમાં આવેલો ટાઉનહોલ અને જીર્ણ આર્થિક પદ્ધતિનો ઉપહાસ કરતી કદરૂપી બેંકોની કતારો ત્યાં કાયમ હતાં ) રસ્તામાં ખોરવાયેલો વાહનવ્યવહાર—સેંકડો ભાંગેલી સાયકલો, અધવચ્ચે જ ઊભી રહેલી ગાડીઓ તથા મોટરોના તૂટેલા ભાગો—જણાતો હતો. આ બધું નુકસાન એક જ ક્ષણમાં બોમ્બથી થયું છે, તેવા વિચારે ફાધર કલીનસોર્જને આખે રસ્તે અકળાવ્યા. શહેરની મધ્યમાં તે પહોંચ્યા, ત્યારે દિવસ ધગધગતો હતો તે ચોકોહામા બેંકે પહોંચ્યા મકાનને નીચે ભોંયતળિયે ઊભા કરવામાં આવેલ લાકડાના કામચલાઉ મકાનમાં તે કામકાજ કરતી હતી તેમાં તેમણે નાણાં મૂકયાં. પછી મીશનના ફળિયામાં જઇ તેમણે

એક નજર ફેંકી, અને પછી નોવિશિયેટ તરફ જવા નીકળ્યા. અધેં રસ્તે આવ્યા હશે, ત્યાં તેમને વિચિત્ર અનુભવો થવા લાગ્યા હવે સાવ ખાલી થઇ ગયેલી પેલી જાદુઇ પેટી એકાએક ખૂબ ભારે થઈ ગઇ. તેમનાં ઘૂંટણ કમજોર થવા લાગ્યાં. તેમને અચાનક ખૂબ થાક ચઢ્યો હોય તેમ લાગ્યું. થોડી જહેમત કરીને તે નોવિશિયેટ તો પહોંચ્યા. આ કમજોરી વિશે તેમને બીજા પાદરીઓને કહેવા જેવું ન લાગ્યું. પરન્તુ બે દિવસ પછી તે પ્રાર્થના કરતા હતા ત્યાં તેમને મૂર્છા આવતી હોય તેમ થયું. અનેક પ્રયત્નો કરવા છતાં પણ તે પ્રાર્થના પૂરી કરી શક્યા નહિ બીજે દિવસે સવારે તેમના સાવ મામૂલી પણ હજી ન રુઝાયેલા ઘા તપાસતાં વડા પાદરીએ વિસ્મયપૂર્વક પૂછયું: 'આ ઘાને તમે શું કર્યું?' ઘા એકાએક પહેળા અને ઊંડા બન્યા હતા, અને તેમના પર સોજો આવ્યો હતો.

ઑગસ્ટ ૨૦મીની સવારે કામેમાં ભાભીને ઘેર તૈયાર થતાં, મિસિસ નાકામુરાએ વાળ ઓળતાં જ જોયું કે કાંસકામાં વાળનો મોટો ગુચ્છો હતો. આમ તો, તેમને કશીય ઇજા થઇ નહોતી, જોકે, જે આખું અઠવાડિયું ફાધર ક્લીનસોર્જ તથા બીજી પાદરીઓના મહેમાન તરીકે તેમણે તથા બાળકોએ ગાળ્યું હતું, તે દરમ્યાન તેમને ઉબકારીઓ રોજ આવતી હતી. બીજીવાર મિસિસ નાકામુરાએ ઓળવા માંડયું, ત્યારે પણ એવું જ બન્યું. એટલે તેમણે વાળ ઓળવાનું એકદમ બંધ રાખ્યું તેમ છતાંય બીજા ત્રણચાર દિવસમાં વાળ એની મેળે જ ખરવા માંડ્યા, અને એમને માથે તાલ પડી ગઈ. જાણે સંતાતાં-છુપાતાં હોય તેમ તે

લગભગ ઘરમાં જ રહેવા લાગ્યાં. ઓગસ્ટની ૨૬મીએ તે અને તેમની નાની છોકરી મ્યેકો ઊઠયાં ત્યારે ખૂબ જ થાકેલાં અને કમજોર હતાં. તેમને પથારીમાં જ સૂઇ રહેવું પડ્યું. બૉમ્બ પડયા પછી તમામ અનુભવોમાં ભાગીદાર થયેલ તેમનો છોકરો તથા બીજી છોકરી ઊલટાં ખુશ-મિજાજમાં હતા.

બરાબર આ જ સમયે, મિ. ટેનિમોટો પરામાં ભાડે લીધેલ મકાનમાં પ્રાર્થના માટે કામચલાઉ દેવળ ઊભું કરવાની તથામાં એટલા બધા ગૂંથાયેલા હતા કે તેમને દિવસોની ગણતરી પણ વિસરાઇ ગઈ હતી. પણ હવે તે એકાએક થાક, તાવ અને કમજોરીથી આજારી થઇ ગયા. તેમને પણ સુશિડાના પરામાં એક મિત્રના અર્ધા-આખા મકાનમાં જઈ પથારીનો આશ્રય લેવો પડ્યો.

આ ચારેયને તો કશો ખ્યાલ નહોતો, પરન્તુ પાછળથી જેને વિકિરણ માંદગી ( Radiation Sickness ) તરીકે ઓળખવામાં આવી તેવા વિચિત્ર, અગમ્ય રોગની અસર નીચે તે બધાં આવ્યાં હતાં.

મિસ સસાકી હિરોશિમાની વીજળિક ગાડી પર આવેલ ચોથા સ્ટેશન હાત્સુકેચીની ઇસ્પિતાલમાં ચાલુ દુ:ખમાં પડી હતી. આંતરિક ચેપને કારણે ડાબા પગમાં ભાંગેલાં હાડકાને જોડવાનું અઘરું હતું : દુ:ખ સાથે રાતદહાડાની દોસ્તી રાખી રહી હતી, છતાય ઇસ્પિતાલમાંના એક જુવાનને તેના તરફ મમતા થઇ હતી. તેણે તેને મોપાંસાની વાર્તાઓનો જપાની અનુવાદ આપ્યો. આ

વાર્તાઓ વાંચવાનો તેણે પ્રયાસ કર્યો; પરન્તુ ચારપાંચ મિનિટથી વધારે વાર તે એકાગ્ર થઇ ન શકી.

બોમ્બ પડયા પછીનાં અઠવાડિયાંમાં હિરોશિમાની આસપાસનાં રાહતમથકો તથા ઇસ્પિતાલો એટલાં ચિકાર રહેતાં, તેમનો સ્ટાફ તબિયતના કારણે એટલો બદલાતો રહેતો અને બહારની મદદ એટલી અનિશ્ચિત રહેતી કે દરદીઓને એક જગ્યાએથી બીજી જગ્યાએ ઘૂમવું પડતું. મિસ સસાકીને આજ સુધીમાં ત્રણવાર તો ખસેડવામાં આવી હતી. ઑગસ્ટના અંતમાં આજ ગામની એન્જિનિયરિંગ શાળામાં તેને ખસેડવામાં આવી. તેના પગમાં કાંઈ સુધારો થયો નહેતો, પરન્તુ ઊલટું તે વધારે ને વધારે સૂજતો જતો હતો. એટલે સપ્ટેમ્બરની નવમીએ તેને હિરોશિમાની રેડ ક્રોસ ઇસ્પિતાલમાં મોકલવામાં આવી. હિરોશિમાના ખંડેરો જોવાનો આ પ્રથમ વાર જ તેને મોકો મળ્યો. શહેરના રસ્તાઓ પર થઇને એ છેલ્લી વાર જ્યારે પસાર થઇ હતી, ત્યારે તો તે લગભગ બેભાન હતી. આ વિનાશનું વર્ણન તેણે સાંભળ્યું તો હતું. તે બિવાતી હતી છતાં આ દેખાવથી તે ભય પામી. સાથે તેને આશ્ચર્ય પણ થયું. તેણે એવું જે કાંઇક જોયું તેથી તેનામાં થોડો સળવળાટ થયો. બધે જ—શહેરના ભંગાર પર, ગટરમાં અને નદીને કાંઠે, લાદીએ અને છાપરે, બળેલાં ઝાડનાં થડિયે વિપુલ, સમુલ્લાસી અને સજીવન લીલી વનરાજિની ચાદર બિછાઇ ગઇ હતી. ખુદ નાશ પામેલાં મકાનોના પાયામાંથી વેલો પાંગરતી હતી. શાખને ઢાંકતા બિલાવર ચમકતા હતા.

શહેરનાં હાડકાંમાં જંગલી ફૂલો પ્રસન્નતાથી હસતાં હતાં. બોમ્બે અંદરનાં મૂળ સલામત રાખ્યાં હતાં, એટલું જ નહિ, તેમને પ્રોત્સાહિત કર્યાં હતાં. રંગબેરંગી ફૂલોની અહીંતહીં સર્વત્ર મનોહર બિછાત પથરાઈ હતી. શહેરની મધ્યમાં પેલા સૂરજમુખીમાં જાણે અસાધારણ ચેતના આવી હતીઃ પોતાના બળેલા છોડ પર જ નહિ, પરન્તુ નવા નવા સ્થાનકે, સડકની તરાડોમાં તથા ઈંટોના ભંગારમાં તે પ્રસર્યાં હતાં. જાણે બૉમ્બ સાથે સૂરજમુખીનાં બીજનો એક કોથળો જ શહેર પર ઠાલવવામાં ન આવ્યો હોય !

રેડ ક્રોસ ઈસ્પિતાલમાં મિસ સસાકીને દા. સસાકીની માવજત હેઠળ મૂકવામાં આવી. હવે એક મહિના પછી થોડીક વ્યવસ્થા સ્થપાઈ હતી; અર્થાત્ પડાળીમાં પડ્યા રહેતા દરદીઓને સૂવા માટે સાદડીઓ આપવામાં આવી હતી, અને બીજાં શહેરો તરફથી ફાળા તરીકે દવાનો નવો જથ્થો પણ આવ્યો હતો. ત્રીજી રાત્રે ઘેર જઈ સત્તર કલાકની સામટી ઊંઘ લીધા પછી દા. સસાકી અહીં ઇસ્પિતાલમાં એક સાદડી પર માત્ર છ કલાકની ઊંઘથી જ ચલાવી લેતા હતા. એમના નાનકડા શરીરમાંથી પણ વીસ રતલ જેટલું વજન તેમણે ગુમાવ્યું હતું, અને તે હજીય નર્સ પાસેથી માંગી લીધેલા ચશ્મા જ પહેરતા હતા.

મિસ સસાકી સ્ત્રી અને તેમાંય આજારી હોવાથી (કદાચ પાછળથી કબૂલ કરવા પ્રમાણે તેનું નામ પણ સસાકી હોવાથી) દા સસાકીએ તેને અર્ધ–ખાનગી ઓરડામાં એક પથારી પર સુવડાવી. દાક્તરે તેને પ્રશ્નો પૂછી જર્મન

ભાષામાં તેની નોંધ કરી લીધી. નોંધ આ પ્રમાણે હતી: સામાન્યતઃ તંદુરસ્ત કહી શકાય તેવી મધ્યમ કાઠાની સ્ત્રી; ડાબા પગની નળી પર હાડકાં ભાંગ્યાં છે અને તેથી ડાબા પગ નીચે સોજો છે. કફનળીની ચામડી પર ચોખાના દાણા અથવા તો સોયાબીનના દાણા જેટલા મોટા રક્તસ્રાવો (petechiae) હતા; માથું, આંખ, ગળું, ફેફસાં અને હૃદય સમસાધારણ હતાં. ઉપરાંત તેને તાવ પણ આવતો હતો. ડાક્ટર તેનું હાડકું સાજું કરવા માંગતા હતા. પરન્તુ તેની પાસે પ્લાસ્ટર ઑફ પેરિસનો જથ્થો ખલાસ થઈ ગયો હતો. એટલે માત્ર પથારીમાં સુવડાવી તેમણે તાવ માટે એસ્પીરીન આપ્યું, અને તેના પોષણ માટે મોં વાટે ગ્લુકોઝ આપવા માંડ્યું. ઘણા દરદીઓને જે વિચિત્ર ચિહ્નો જણાતાં હતાં તેમાંનું એક જ—ચામડીનો રક્તસ્રાવ—મિસ સસાકીને હતું.

નદીઓ સાથે સંકળાયેલાં દુર્ભાગ્યથી ડૉ. ફુજી હજી પીડાતા હતા. કુકાવામાના મિ. ઓકુમાનાં ઘરમાં જ હજી તે રહેતા હતા. આ મકાન ઓટા નદીની સીધી ભેખડાએ ચોંટીને રહ્યું હતું. તેમના જખ્મ ધીરેધીરે રુઝાતા હતા. હવે તે પરાંથી આવેલ દવાઓથી પડોશમાંથી આવતા નિરાશ્રિતોની સારવાર પણ કરતા હતા. ત્રીજા ચોથા અઠવાડિયે તેમને કેટલાંક દરદીઓનાં કંઈ ચિહ્નોમાં વિચિત્ર મિશ્રણો જણાયાં. પરન્તુ ઘા પૂરવા સિવાય કે ઝંઝેલા પર મલમ લગાડવા સિવાય તે આથું કરી શકયા નહિ. સપ્ટેમ્બરના આરંભમાં જ ભારે અને ચાલુ વરસાદ શરૂ થયો. નદીનાં પાણી ચઢયાં. સપ્ટેમ્બરની ૧૭મીએ ગાજવીજ થઈ, અને તુરત જ વાવાઝોડું થયું. પાણી

કાંઠા કરતાંય ઊંચે ચડતું હતું. મિ. ઓકુમા અને દા. કુજી ગભરાઈ ગયા, અને ટેકરી પર આવેલા ખેડૂતના મકાનમાં ગયા. (હિરોશિમામાં બૉમ્બે જે બાકી રાખ્યું હતું તે પૂરે પૂરું કર્યું—પુલો નાબૂદ કર્યા, સડકો ધોઈ નાંખી અને બાકી રહેલાં મકાનોના પાયા ખોદી કાઢયા. દશ માઇલ પશ્ચિમે એનો લશ્કરી ઇસ્પિતાલમાં દરદીઓની લાંબી માંદગીનું કારણ તપાસવા માટે કયોટો શાહી વિદ્યાલયમાંથી નિષ્ણાતોનું જૂથ આવ્યું હતું. ત્યાં એક સુંદર અબનૂસી પર્વતમાળાએ ધસારો કરી એ ઇસ્પિતાલને દરિયામાં ધકેલી દીધી. એવી રીતે માંદા રહેતા રોગીઓની સાથે આ સંશોધકો પણ ડૂબી ગયા.) તોફાન પછી ડૉ. કુજી અને મિ. ઓકુમા નદીએ આવ્યા, અને જોયું તો ઘર આખું ધોવાઈ ગયું હતું!

બોમ્બ પડયા પછી એક મહિને પણ આટલા બધા માણસો એકાએક માંદા પડતા હતા, તેથી એક અણગમતી અફવાએ મુસાફરી આદરી. આ અફવા કાબેમાં જે ઘરમાં મિસિસ નાકામુરા તાલકી થઇને માંદી પડી હતી ત્યાં આવી અફવા એવી હતી કે આ બોમ્બે હિરોશિમા પર અમુક પ્રકારનું ઝેર રેડયુ છે, અને તે સાત વર્ષ સુધી અવારનવાર જીવલેણ રીતે નીકળ્યા જ કરશે. આથી આટલા સમય સુધી તો ત્યાં કોઈ જ નહિ જઈ શકે. આ અફવાએ મિસિસ નાકામુરાને અકળાવી મૂકી. કારણકે તે દિવસની સવારે તેણે તેની આજીવિકાનું જે એકમાત્ર સાધન—સીવવાનો સાન-ડોકુ સંચો સિમેન્ટની પાણીની ટાંકીમાં છુપાવી દીધો હતો: હવે કોઈ ત્યાં જઈને એ લાવી શકે નહિ. આજ સુધી તો

મિસિસ નાકામુરા અને તેનાં સગાંસંબંધીઓ અણુબોમ્બની નૈતિક બાજુ વિશે શરણવૃત્તિ રાખી મૂગાં હતાં. પરન્તુ આ અફવાએ તેમનામાં લડાઈ દરમ્યાન અગાઉ કદી ન અનુભવેલો ગુસ્સો અને તિરસ્કાર અમેરિકા તરફ પ્રેર્યા

અણુશક્તિના કેન્દ્રીવિકેન્દ્રીકરણ વિશે જાણકાર એવા જાપાની વૈજ્ઞાનિકોને હિરોશિમાના ક્ષમતા વિકિરણ વિશે ચિંતા થતી હતી; અને બોમ્બના પ્રકાર વિશે પ્રમુખ ટ્રુમેને જાહેરાત કર્યા પછી થોડા દિવસે તે શહેરમાં તપાસ કરવા આવ્યા. તેમનું પ્રથમ કાર્ય તો શહેરની મધ્યમાં જે તમામ ટેલિફોન થાંભલા પડી ગયા હતા તે બાજુના મધ્યસ્થ કેન્દ્રનો નિર્ણય કરવાનું હતું. 'ચુગોકુ લશ્કરી મથકના કવાયતના મેદાનની જમણી બાજુએ આવેલ ગોકોકુ દેવળનો મુખ્ય દરવાજો તેમણે પસંદ કર્યો, અને બીટા તથા ગામા કિરણો નોંધી શકે તેવા લોરિત્સેન વીજદર્શકો સાથે તેઓ ઉત્તર દક્ષિણ તરફ ગયા. આ યંત્રોએ બતાવ્યું કે દરવાજા આગળ વિકિરણશીલતાની ઉગ્રતા આ વિસ્તારની ધરતીનાં કિરણોના સાધારણ કુદરતી પ્રવાહના કરતાં ૪.૨ ગણી છે. એ વૈજ્ઞાનિકોએ જોયું કે બોમ્બના ઝબકારાએ કાંકરેટનો રંગ જરાક રતુમડો બનાવ્યો હતો; અરદિયા પથ્થરની સપાટીને ઘસી તેને લીસો કર્યો હતો; બાંધકામની અન્ય સામગ્રીને બાળી મૂકી હતી; અને પરિણામે કેટલેક સ્થળે બોમ્બે પોતાની છાયાની છાપ પણ મૂકી હતી. આ નિષ્ણાતોએ, દાખલા તરીકે, વેપારી મંડળના (મધ્યથી ૨૨૦ વાર દૂર) મકાનના છાપરા પર ઇમારતના મિનારાનો કાયમી પડછાયો જોયો.

બીજા કેટલાક પડછાયા તેમણે હાઇપોથેક બેંક (૨૦૫૦ વાર)ને મથાળે જોયા; ચાવડી ઉપર વળી બીજો એક પડછાયો તેમણે ચુગોકુ વીજળીઘર (૮૦૦ વાર)ના મિનારા ઉપર જોયો. ગૅસપમ્પ (૨૬૩૦ વાર)ના હાથથી લંબાયેલો પડછાયો પણ તેમને જોયો. વળી ગોકોકુ દેવળના (૩૮૫ વાર દૂર) કબ્રસ્તાન પર પણ કેટલાક પડછાયા તેમણે જોયા. આ પડછાયા અને તેના પદાર્થોનું ત્રિકોણીકરણ કરી તેમણે બૉમ્બની ચોક્કસ જગ્યા મુકરર કરી. પેલા દરવાજાથી દક્ષિણે ૧૫૦ વાર તથા એક વાર જ્યાં શીમા ઇસ્પિતાલ હતી તેના ખંડેરોથી નૈર્ઋત્યે થોડાક વાર દૂર આ જગ્યા હતી. (માનવીનાં કેટલાંક ઝાંખાં છાયાચિત્રો પણ ત્યાં દેખાતાં હતાં અને તેથી પાછળથી ચોક્કસ વિગતો સાથે કલ્પનાતીત વાતો પણ વહેતી થઈ. એક વાત એવી હતી કે સીડી પર ઊભેલો એક ચિત્રકાર બૅંકના જે મકાન પર કામ કરતો હતો ત્યાં રંગમાં પીંછી બોળતો હોય તેવી ક્રિયામાં પથ્થરમાં શિલ્પાકૃતિ માફક જડાઈ ગયો! બીજી વાત એવી હતી કે વિજ્ઞાન-ઉદ્યોગના સંગ્રહાલય પાસેના પુલ પરની ગાડી અને તેનો હાંકનાર એક ઊપસેલા પડછાયામાં ગૂંથાઈ ગયાં હતાં. જાણે આ હાંકનાર તેના ઘોડાને ફટકારવા ચાબુક ઊંચકતો હતો!) મધ્યસ્થાનથી પૂર્વ તથા પશ્ચિમ તરફ જઈ વૈજ્ઞાનિકોએ સપ્ટેમ્બરની શરૂઆતમાં માપ લીધાં: મૂળ પ્રવાહ કરતાં વિકિરણ આ વેળાએ ૩૯ ગણું માલૂમ પડ્યું. મૂળ કરતાં તે હજાર ગણું પ્રબળ હોય તો જ માનવશરીર પર વિપરીત અસર કરે. એટલે તેમણે જાહેર કર્યું કે જરાય જોખમ વગર લોકો હવે હિરોશિમામાં આવી શકે છે.

આ ખાતરી મિસિસ નાકામુરાના ઘર સુધી પહોંચી. હવે તેના વાળ પાછા ઊગતા હતા. આખા કુટુંબનો અમેરિકા તરફનો રોષ ઘટ્યો—અને મિસિસ નાકામુરાએ પોતાના દિયરને પેલો સંચો લેવા મોકલ્યો. એ સંચો હજીય પાણીની ટાંકીમાં જ હતો, પણ તેને કટાયેલો અને નિરુપયોગી જોઈને તે નિરાશ થઈ ગઈ.

સપ્ટેમ્બરના પહેલા અઠવાડિયાને અંતે ફાધર ક્લીનસોર્જ નોવિશિયેટમાં ૧૦૨.૨ જેટલા તાવ સાથે પથારીમાં પટકાયા હતા. તેમની સ્થિતિ દિનપ્રતિદિન બગડતી જતી હતી, એટલે તેમના સાથીઓએ તેમને ટોકિયોમાં કેથોલિક આંતરરાષ્ટ્રીય ઇસ્પિતાલમાં મોકલવાનું ઠરાવ્યું. ફાધર સીસલીક તથા વડા પાદરી કોબે સુધી તેમની સાથે આવ્યા. ત્યાંથી એક જેસ્યુઇટ તેમની સાથે બાકીને રસ્તે આવ્યો. આંતરરાષ્ટ્રીય ઇસ્પિતાલના મધર સુપીરિયર પર કોબેના દાક્તરે આ પાદરી સાથે સંદેશો આપ્યો હતો: "આ માણસને લોહી આપો તે પહેલાં ખૂબ વિચાર કરજો. કારણ કે અણુબોમ્બના દરદીઓને સોય ભોંકયા પછી લોહી વહેતું અટકશે કે કેમ, તે વિશે અમને ખાતરી નથી."

ફાધર ક્લીનસોર્જ જ્યારે ઇસ્પિતાલમાં આવ્યા ત્યારે તે ખૂબ નંખાઈ ગયેલા હતા અને ધ્રૂજતા હતા બોમ્બે તેમની પાચનક્રિયા કથળાવી દીધી છે, અને પેટમાં દુખાવો પેદા કર્યો છે, તેવી તેમણે ફરિયાદ કરી. તેમના લોહીના સફેદ કોષોનો આંક ૩૦૦૦નો આવ્યો ( સામાન્ય પાંચથી સાત હજારનો હોય છે.) તે ખૂબ ફિક્કા થઇ ગયા હતા અને

તેમને ૧૦૪ જેટલો તાવ હતો. આવાં વિચિત્ર ચિહ્નો વિષે ઓછું જાણનારો એક દાક્તર તેમને જોવા આવ્યો. ટોકિયો સુધી આવનારા અણુબોમ્બના દરદીઓ આંગળીને વેઢે ગણાય તેટલા જ હતા. દરદી આગળ તેમણે પ્રોત્સાહક વાત કરી: "બે અઠવાડિયાંમાં તમને સારું થઈ જવું જોઈએ." પણ પડાળીમાં જઈ મધર સુપીરિયરને તેણે કહ્યું: "તે અવશ્ય મરી જશે. આ બધા બોમ્બવાળા મરી જ જાય છે—તમે જોજો, બેએક અઠવાડિયાં સારું રહેશે—અને પછી મૃત્યુ."

દાક્તરે ફાધર ક્લીનસોર્જ માટે દવા લખી આપી. દરેક ત્રણ કલાકે તેમને થોડાંક ઈંડાં કે માંસનો રસ આપવામાં આવતો; તે જેટલી ખાંડ લઈ શકે તેટલી આપવામાં આવતી. તેમના પાંડુરોગ માટે વિટામીનો, લોહગોળીઓ તથા સોમલ આપ્યાં દાક્તરની બધી આગાહીઓને તેમણે ગોટાળામાં નાંખી. તે મૃત્યુ ન પામ્યા, અને પંદર દહાડામાં બેઠા પણ ન થયા કોબેના દાક્તરની સૂચના પ્રમાણે લોહીથી તો તે વંચિત રહ્યા તોપણ તેમનો તાવની તથા પેટની પીડા પ્રમાણમાં ઘણી સુધરી તેમના શ્વેત લોહીના કણોનો આંક જરાક ઊંચો ગયો, પણ ઑક્ટોબરમાં પાછો ૩૬૦૦ પર આવ્યો. વળી દશ દિવસમાં ચડીને તે ૮૮૦૦ પર ગયો; અને છેવટે ૫૫૦૦ પર સ્થિર થયો તેમના મામૂલી ઉઝરડાઓ સહુને મૂંઝવતા હતા. થોડાક દિવસ તે ઉઝરડા રુઝાયેલા જણાતા, પરન્તુ ફાધર જ્યાં ફરવાનું શરૂ કરતા ત્યાં તે પાછા ફાટતા જેમ જેમ સારું થતું ગયું તેમ તેમ તેમને ખૂબ આનંદ પડવા લાગ્યો હિરોશિમામાં તો તે હજારો દુખિયામાંના એક હતા. ટોકિયોમાં તે એક જોવા-

લાયક ચીજ હતા. સંખ્યાબંધ જુવાન અમેરિકન લશ્કરી ડાક્તરો તેમને જોવા આવતા. જપાની નિષ્ણાતો સવાલો પૂછતા. એક ખબરપત્રી તેમની મુલાકાત લઈ ગયો. એકવાર પેલો ગૂંચાયેલો દાક્તર આવ્યો અને માથું ધુણાવી બોલ્યો: "આ બોમ્બના દરદીઓ—તોબાહ એમનાથી !"

મિસિસ નાકામુરા મ્યેકો સાથે ઘરમાં જ રહેતી હતી. બન્ને માંદાં હતાં. મિસિસ નાકામુરાને ઝાંખો ઝાંખો એવો ખ્યાલ હતો કે આ પીડા બોમ્બને કારણે છે. પરન્તુ દાક્તર પાસે જવા જેટલાં નાણાં તેમની પાસે નહોતાં. એટલે શું થયું તે વિશે તેને ચોક્કસ ખ્યાલ જ ન આવી શક્યો. કશીય સારવાર વગર માત્ર આરામથી તે બંને ધીરેધીરે સારાં થવા લાગ્યાં. મ્યેકોના પણ કેટલાક વાળ ઊતરી ગયા હતા. તેના હાથ પર એક નાનો ઝખ્મો હતો. તે રુઝાતાં મહિના થયા. તોશિયો અને મોટી છોકરી યાએકો આનંદમાં લાગતાં હતા—જોકે તેમના પણ કેટલાક વાળ ખરી ગયા હતા અને અવારનવાર તેમનું માથું દુખતું હતું. તોશિયોને હજીય ઓગણીશ વર્ષની તેની વીરમૂર્તિ હિડિયો ઓસાકી વિશે રોજ રાતે સ્વપ્નાં આવતાં હતાં.

૧૦૪ ડીગ્રી તાવ હતો, છતાં પણ મિ. ટેનીમોટો પોતાના દેવળ સાથે જોડાયેલા માણસોની દફનવિધિ વિશે ચિંતા કરતા હતા. અતિશ્રમને લીધે તાવ આવ્યો હશે એવું તેમણે આરંભમાં માન્યું હતું, પરન્તુ તાવ થોડા દિવસ ચાલુ રહ્યો એટલે તેમણે દાક્તરને બોલાવવા મોકલ્યો. ઘણા કામને લીધે તે દાક્તર યુરકા સુધી આવી શકે તેમ નહોતું. પરન્તુ

તેણે એક નર્સને મોકલી આપી. નર્સે આ ચિહ્નોને વિકિરણ રોગનાં ચિહ્નો તરીકે ઓળખી કાઢયાં, અને વિટામીન બીના ઈન્જેક્શનો આપવા તે અવારનવાર આવવા લાગી. તેમના મિત્ર એક બૌદ્ધ સાધુ મળવા આવ્યા અને તેમણે મોકસા નામના છોડના પાંદડાનું મિશ્રણ લેવા સૂચવ્યું. આ પ્રાચીન જપાની ઉપચારની રીત—કાંડાની નાડી પર આ પાંદડાં મૂકી તેમાં આગ ચાંપવાની—પણ તેમણે બતાવી. આવા દરેક ઉપચારથી તાવ એક ડીગ્રી ઓછો થતો હતો, તે મિ. ટેનીમોટોએ જોયું નર્સે શકય હોય તેટલો ખોરાક લેવાનું કહ્યું હતું. થોડા થોડા દિવસના આંતરે તેમના સાસુ વીસ માઈલ દૂર આવેલા ત્સુસુથી માછલી તથા શાકભાજી લાવતાં. એક મહિનો તેમણે પથારીમાં ગાળ્યો અને પછી તે આગગાડી દ્વારા શિકોકુમાં આવેલા પિતૃગૃહે ગયા. ત્યાં બીજો એક મહિનો તેમણે આરામ લીધો.

ડૉ. સસાકી અને રેડ ક્રોસ હૉસ્પિતાલના તેમના સાથીઓએ આ અભૂતપૂર્વ રોગનો વિસ્તાર જોયો, અને તેની પ્રકૃતિ વિશે પોતાના જ સિદ્ધાંતો ઘડી લીધા. તેમના મતે તેના ત્રણ તબક્કાઓ હતા. પ્રથમ તબક્કો તો દાક્તરો જાણે કે આ નવો રોગ છે તે પહેલાં જ પૂરો જ થઈ જતો. શરીર પર ગામા કિરણો, બીટા કણો તથા ન્યુટ્રોન દ્વારા જે હુમલો થતો તેના પ્રત્યાઘાતરૂપે આ રોગ આવતો. પહેલા થોડાક કલાકમાં કે દિવસોમાં સાજાસમ માણસો મરણશરણ થઈ જતા તે આ પહેલો તબક્કો. મધ્યસ્થાનની અર્ધા માઈલની પરીઘમાં આવેલા લોકોમાંથી ૯૫ ટકા અને

દૂર આવેલામાંથી હજારો આ રીતે જ માર્યા ગયા. દાક્તરોને પાછળથી વિચારતાં લાગ્યું કે આ મૃત્યુ પામેલામાંથી ઘણા દાઝ્યા હતા અને વાવાઝોડાથી ઘવાયા હતા; પરન્તુ તે સાથે, તેમનામાં એટલું બધું વિકિરણ ગયું હતું કે મૃત્યુ જ થાય. આ કિરણો શરીરના કોષો નાબૂદ કરતાં; તેમના બિજકોને સડો ઘાલી તેની દીવાલો ભાંગી નાંખતા. જે લોકો તુરત ન મરી ગયા તેઓ બકારી, માથાનો દુખાવો, મરડો, તાવ, અસુખ વગેરેથી કેટલાયે દિવસ સુધી પીડાતા રહ્યા આ રોગ-લક્ષણો વિકિરણનાં હતાં કે માનસિક આઘાતનાં હતાં તે વિશે દાક્તરોને ખાતરી નહોતી. બીજો તબક્કો દસપંદર દહાડા પછી આવતો. તેનું મુખ્ય લક્ષણ માથાના વાળ ખરતા તે હતું. તે પછી મરડો થતો અને તાવ આવતો. તાવ તો કેટલાક દાખલામાં ૧૦૬ ડીગ્રી સુધી જતો. ધડાકા પછી પચીસત્રીસ દિવસે લોહીની અનિયમિતતા શરૂ થતી. પેઢામાંથી લોહી ટપકતું. સફેદ લોહી કોષનો આંક ઘટી જતો. ગળાની નસ પર રક્તસ્રાવ જણાતો. સફેદ લોહીકોષનો આંક રોગીની પ્રતીકારશક્તિ ઘટાડતો. પરિણામે સીધા ઘાને રુઝાતા લાંબો સમય થતો, અને ઘણા રોગીઓને તો મોં તથા ગળામાં ચાંદી પડતી. જે બે પ્રધાન લક્ષણો પર દાક્તરો મદાર બાંધતા હતા, તે તાવ અને સફેદ કોષનો ઓછો આંક હતા. જો તાવ સ્થિર અને ઊંચો રહેતો તો દરદીને જીવવાના સંજોગો ઓછા રહેતા. સફેદ કોષનો આંક હંમેશાં ચાર હજાર નીચે જતો. જે દરદીનો આંક એક હજાર નીચે જતો તેને માટે જીવતરની કોઈ આશા નહોતી. બીજા તબક્કાના અંતભાગમાં, જો દરદી જીવી જાય તો તેના

પર પાંડુરોગનો હુમલો થતો. શરીર આ બધા રોગોનો સામનો કરવા જ્યારે ઝઝૂમતું, ત્યારે ત્રીજા તબક્કાનો આરંભ થતો. દાખલા તરીકે, સફેદ કોષનો આંક સાધારણ પર ન આવતાં વધુ ઊંચે જતો. આવું થાય ત્યારે ઘણા દરદીઓ તેની ગૂંચવણથી—છાતીની બખોલમાં દેખાતા ચેપ વગેરેથી—મરણને શરણ થતા. ઘણા બળેલા તો ગુલાબી રંગના જાડા ચરથી રુઝાતા. રોગની મુદત ફેરવાયા કરતી. તેનો આધાર દરદીના શરીરબંધારણ પર અને તેને મળેલા વિકિરણના જથ્થા પર રહેતો. કેટલાક દરદીઓ અઠવાડિયામાં સાજા થતા; તો કેટલાકને મહિનાઓ સુધી રોગ લંબાતો.

રોગનાં લક્ષણો સ્ફુટ થતાં ગયાં તેમ તેમ તેમાંના ઘણાં તો એક્સ-રેના વધારે પડતા માપની અસર જેવાં લાગતાં હતાં. દાક્તરોનો ઉપચાર આ સામ્ય પર આધાર રાખતો. તેઓ રોગીઓને કલેજાનો કસ, લોહી અને વિટામીનો (ખાસ કરીને બી. ૧) આપતા. સાધનો તથા સામગ્રીની ટંચાઇ કામની આડે આવતી. શરણાગતિ પછી આવેલા મિત્ર-રાજ્યોના દાક્તરોને પ્લાસ્મા તથા પેનીસીલીન ઘણા અસરકારક લાગ્યાં. લાંબે ગાળે લોહીની અસ્તવ્યસ્તતા જ રોગનું પ્રધાન-કારણ લાગતું હોવાથી, જપાની દાક્તરોએ આ લંબાતી માંદગીના મુખ્ય મથક વિશે એક સિદ્ધાંત યોજ્યો. તેમનો મત એવો હતો કે ધડાકાને સમયે શરીરમાં પ્રવેશતાં ગામા કિરણો કદાચ રોગીઓનાં હાડકાંમાં રહેલાં ફોસ્ફરસને વિકિરણિત બનાવતાં હશે. આ પ્રક્રિયા પછી નીકળતા બીટા કણો, ચામડીમાં ઊંડે તો નહોતા જતા, પરન્તુ હાડકાંની નળી જ્યાં લોહી બને છે, ત્યાં જઈ તેને ઘસી નાંખતા હશે. મૂળ

ગમે તે હોય, રોગમાં મૂંઝવે તેવા અનેક પલટાઓ આવતા હતા. વળી, બધા જ દરદીઓમાં આ લક્ષણો દેખાતાં નહોતાં. જે લોકો ઝબકારાથી જ દાઝ્યા હતા તેમનું વિકિરણરોગથી રક્ષણ થતું. બોમ્બના હુમલા પછી કલાકો કે દિવસો સુધી જેમણે આરામ લીધો હતો તેઓ આ સમય દરમ્યાન પ્રવૃત્તિ કરનારા લોકો કરતાં ઓછા પ્રમાણમાં રોગના ભોગ થતા. ભૂખરા વાળ ભાગ્યે જ ખરી પડતા. અને જાણે કુદરત માનવીને તેની જ યુક્તિપ્રયુક્તિ સામે રક્ષતી હોય તેમ પ્રજનન અમુક સમય માટે થંભી ગયું. પુરુષો વંધ્ય થયા અને સ્ત્રીઓને કસુવાવડ થઈ તથા ઋતુસ્રાવ બંધ થઈ ગયો.

પૂર પછી દશ દિવસ સુધી તો દા. ફુજી ઓટા ડુંગર પરના ખેડૂતના ઘરમાં રહ્યા. ત્યાં તેમણે સાંભળ્યું કે હિરોશિમાની પૂર્વ તરફ આવેલા કૈટાચી પરામાં એક ખાનગી દવાખાનું ખાલી પડ્યું છે. તાત્કાલિક તેમણે તે ખરીદી લીધું, અને વિજેતાઓના માનમાં અંગ્રેજીમાં પાટિયું લટકાવી દીધું:

એમ. ફુજી, એમ. ડી.

ચેપી રોગના તથા ચિકિત્સાના ખાસ દાક્તર

જખમો હવે સંપૂર્ણ રુઝાઈ ગયા હોવાથી તે સંગીન પ્રેક્ટીસ જમાવી શક્યા. રોજ સાંજે કબ્જેદાર સૈન્યના માણસોને આવકારવામાં, તેમને વ્હીસ્કી પાવામાં તથા તેમના પર અંગ્રેજીનો અમલ કરવામાં તેમને આનંદ આવતો.

ઇજા પછી અગિયાર અઠવાડિયાં સુધી ચાલુ રહેલા ચેપને નિતારવા માટે દા. સસાકીએ ઓગસ્ટની ૨૩ મીએ

મિસ સસાકીને પ્રોકેઈનનું એનેસ્થેટીક[૧૦] આપી તેના પગ પર કાપ મૂકયો. તે પછીના દિવસોમાં મિસ સસાકીને એટલું બધું પરૂ આવ્યું કે ઘા સાફ કરવા અને તેને પાટો બાંધવા દાક્તરને સવારસાંજ બેવાર આવવું પડતું. એક અઠવાડિયા પછી મિસ સસાકીએ ભારે વેદનાની ફરિયાદ કરી, એટલે દાક્તરે બીજો કાપ મૂક્યો. નવેમ્બરની નવમીએ તેમણે ત્રીજો કાપ મૂકયો અને છવ્વીસમીએ તેને વધારે પહોળો બનાવ્યો. આ સમય દરમ્યાન મિસ સસાકી વધારે ને વધારે દૂબળી થતી હતી. તેનો જુસ્સો નરમ પડી ગયો હતો. હાત્સુકૈચીમાં જે જુવાને તેને મોપાંસાનો અનુવાદ આપ્યો હતો તે તેને મળવા આવ્યો. તેણે કહ્યું : "હું હમણાં ક્યુશુ જાઉં છું, પણ વળતા મળવાની ઇચ્છા રાખું છું." પણ મિસ સસાકીને તો તેની કંઈ પડી નહોતી. તેનો પગ ખૂબ સૂજી ગયો હતો અને પીડા કરતો હતો. દાક્તરે તેનાં ભાગેલાં હાડકાં બેસાડવાનો પણ પ્રયત્ન કર્યો નહોતો. નવેમ્બરમાં લેવાયેલા એક્સ-રેમાં આ હાડકાં સુધરે છે તેમ જણાયું, પરન્તુ ચાદર નીચે ઢંકાયેલો પગ જોતાં મિસ સસાકીને દેખાયું કે ડાબો પગ જમણા કરતાં ત્રણ ઈંચ જેટલો ટૂંકો થઇ ગયો છે અને ડાબો પગ-વચ્ચેથી અંદરની બાજુએ વળી રહ્યો છે. જે જુવાન સાથે તેના વિવાહ થયા હતા, તેનો તે વારંવાર વિચાર કરતી. કોકે તેને કહ્યું હતું કે એ જુવાન દરિયાપારથી પાછો આવી ગયો છે. પોતાને થયેલી ઈજા વિશે એ જુવાને એવું તે શું સાંભળ્યું હશે કે તે અત્યાર સુધી તેને મળવા પણ નહોતો આવ્યો—આવું તેને આશ્ચર્ય થતું હતું.

ફાધર ક્લીનસોર્જને ટોકિયોની ઇસ્પિતાલમાંથી ડિસેમ્બરની ૧૯મીએ જવા દેવામાં આવ્યા અને તે સીધા ઘેર આવવા ગાડીમાં બેઠા. રસ્તે જ, બે દિવસ પછી, હિરોશિમાના આગલા સ્ટેશન યોકોગાવા આગળ તેમને ટ્રેનમાં કુજીનો ભેટો થઈ ગયો.

બંને જણા બોમ્બ પડયા પછી અત્યારે જ પ્રથમવાર મળતા હતા. બન્ને સાથે બેઠા. ડૉ. કુજીએ કહ્યું કે તેના પિતાની સંવત્સરી હોવાથી કુટુંબના વાર્ષિક મિલનમાં તે જાય છે. બન્ને જણાએ અનુભવવીતકો વિશે વાત કરવા માંડી નદીમાં મકાન કેવી રીતે ધસી પડ્યું તે વિશે દાક્તરે ખુશમિજાજથી વાતો કરી. ફાધર ક્લીનસોર્જને તબિયત વિશે તેમણે પૂછ્યું. ફાધરે ઇસ્પિતાલના વસવાટની વાત કહી: "દાક્તરોએ મને સાવચેત રહેવા અને રોજ બપોરે બે કલાક આરામ લેવા કહ્યું છે."

દા. કુજીએ કહ્યું: "આ દિવસોમાં હિરોશિમામાં સાવચેત રહેવું ઘણું કઠણ છે. બધાને એટલું બધું કામ હોય છે."

મિત્રરાજ્યોના લશ્કરી દળના નિરીક્ષણ નીચે અંતે એક મ્યુનિસિપલ સરકાર ટાઉનહૉલમાં કાયમ થઈ. વિકિરણ–રોગના હુમલાથી સાજા થયેલા દરદીઓ હજારોની સંખ્યામાં પાછા ફરતા હતા. નવેમ્બરની ૧ લી સુધીમાં શહેરનાં પરાંમાં ગોઠવાયેલી વસ્તી પાછી ફરી અને ૧,૩૭,૦૦૦ સુધી પહોંચી. સરકારે શહેરની પુનઃરચનાના કામમાં તેમનો ઉપયોગ કરવાના હેતુથી અનેક યોજનાઓ અમલમાં મૂકવા માંડી. રસ્તાઓ સાફ કરવા તેણે મજૂરો રોક્યા; લોખંડનો ભંગાર સાફ કરાવી, તેને છૂટો પાડી, ટાઉનહૉલની સામેની જગ્ય-

માળા આગળ તેનો ઢગલો કરાવ્યો. પાછા ફરતા કેટલાક નાગરિકોએ પોતાની ઝૂંપડીઓ અને ઓરડીઓ તૈયાર કરવા માંડી અને ત્યાં જ ચોગાનમાં શિયાળુ ઘઉં વાવ્યા. શહેર તરફથી દરેકમાં એક કુટુંબ રહી શકે તેવા ચારસો વસવાટ બંધાયા. જાહેર ઉપયોગનાં કામો સમારાયાં. વીજળીની રોશની પુનઃ પથરાઈ, ટ્રામો દોડવા લાગી. પાણીના મુખ્ય નળોમાં સિત્તેર હજાર બાકોરાં પૂરવામાં આવ્યાં. નવું હિરોશિમા કેવું હોવું જોઈએ તે માટે યોજના પરિષદે વિચાર આરંભ્યો. તેના સલાહકાર તરીકે ઉત્સાહી જુવાન લશ્કરી અમલદાર લેફ્. જોન ડી. મોંટગોમરી હતા. વિનાશ પામેલું શહેર આબાદ અને સમૃદ્ધ હતું અને તેથી જ તેના પર હુમલો થયો હતો—કારણ કે જાપાનના મહત્ત્વનાં મથકો તથા વાહનવ્યવહારના સંગમના અગત્યનાં સ્થળોમાંનું તે એક હતું. ટાપુઓ પર જો ચડાઈ થઈ હોત અને ટોકિયો દુશ્મનને હાથ ગયું હોત તો હિરોશિમા જાપાનની નવી રાજ્યધાની બન્યું હોત. હિરોશિમાના નવા સ્થાન વિશે યોજના પરિષદને સ્પષ્ટ ખ્યાલ ન હોવાથી બાંધકામની તથા સંસ્કારિતાની અસ્પષ્ટ યોજનાઓ તેણે હાથ ધરવા માંડી. સો વાર પહોળા બગીચાઓ કરવાનું નક્કી થયું અને અર્ધા તૂટેલા વિજ્ઞાન–ઉદ્યોગ સંગ્રહાલયને આંતરરાષ્ટ્રીય શાંતિની સંસ્થા એવું નવું નામ આપીને હોનારતની યાદ-રૂપે જાળવવાનો ગંભીરપણે વિચાર થયો. બોમ્બની અસર આંકડાઓ દ્વારા માપવા માટે આંકડાશાસ્ત્રીઓ એકઠા થયા. તેમના અહેવાલ પ્રમાણે ૭૮,૧૫૦ માણસો માર્યા ગયા હતા, ૧૩,૯૮૩નો પત્તો નહોતો, અને ૩૭,૪૨૫ ઘવાયા હતા. શહેરની

સરકારમાંનું કોઈ પણ આ આંકડાઓને સાચા માનવા તૈયાર નહોતું.—જોકે અમેરિકનોએ તેને જ સત્તાવાર માન્યા. પછી દિવસો જતા ગયા તેમ તેમ ખંડેરોમાંથી નવાં નવાં શબો નીકળવા માંડયાં; અને કોઈના ઝેમ્પોઇઝી દેવળમાં નહિ નોંધાયેલ રાખ–પેટીઓની સંખ્યામાં વધારો થવા માંડયો; એટલે આંકડાશાસ્ત્રીઓએ કહેવા માંડયું કે એક લાખ માણસોના જાન ગયા છે. ઘણા માણસો ભિન્નભિન્ન કારણોને લીધે મરી ગયા હતા, એટલે અમુક એક ચોક્કસ કારણથી કેટલાં મરણ થયાં હતાં તે કહેવું કઠણ હતું. છતાં આંકડાશાસ્ત્રીઓએ અંદાજયું કે લગભગ પચીસ ટકા દાઝવાથી, પચાસ ટકા બીજી ઈજાથી અને લગભગ વીસ ટકા વિકિરણની અસરથી મરણ પામ્યા હતા. માલમિલકતના નાશ પરના તેમના આંકડા વધારે વિશ્વાસપાત્ર હતા. નેવું હજારમાંથી બાસઠ હજાર મકાનો નાશ પામ્યાં હતાં અને છ હજારને એટલું નુકસાન થયું હતું કે તેમાં કશું સમારકામ થઈ શકે તેવું નહોતું. શહેરની મધ્યમાં પાંચ જ મકાન એવાં હતાં કે જે ઝાઝી દુરસ્તી વગર વાપરી શકાય તેવાં હતાં. મકાનોની આટલી નાની સંખ્યા જ રહી તેનો દોષ રૈઢિયાળ જપાની બાંધકામનો જ નહોતો. ૧૯૨૩ના ધરતીકંપ પછીના જપાની બાંધકામના નિયમો પ્રમાણે એવું ઠરાવવામાં આવ્યું હતું કે મોટા મકાનનું છાપરું એક ચોરસ ફૂટે સિત્તેર રતલ વજન ખમી શકે તેવું હોવું જોઈએ. ત્યારે અમેરિકન નિયમોમાં તો ચાલીસ રતલનો જ ઉલ્લેખ છે.

વૈજ્ઞાનિકો શહેરમાં ઊભરાવા લાગ્યા. કેટલાકે કબ્રસ્તાનની કબરો ઊંચકવા માટે, હિરોશિમાના સ્ટેશનયાર્ડમાં પડી

રહેલા સુડતાળીસ ડબ્બાઓમાંથી ચાળીસને ખસેડવા માટે, એકાદ પુલ પર કૉન્ક્રીટનો રસ્તો ઊંચકીને મૂકવા માટે અને શક્તિનાં આવાં અન્ય કાર્યો માટે જરૂરી એવા બળનાં માપ લીધાં અને એવા અનુમાન પર આવ્યા કે ધડાકાનું દબાણ ચોરસવારે ૫-૩ થી ૮ ટન જેટલું હોવું જોઈએ. બીજાઓએ જોયું: અબરખ (૯૦૦ ડીગ્રીએ તેનું પીગળબિંદુ છે) ૩૮૦ વાર દૂરના કબરના પથ્થરોમાં ભળી ગયું હતું; ક્રીપ્ટોમેરિયા જાપોનીકા (તેની કાર્બોનાઇઝેશન ઉષ્ણતા ૨૪૦ની છે)ના ટેલિફોન થાંભલાઓ મધ્યથી ૪૪૦૦ વારને અંતરે બળીને કોલસા જેવા થઈ ગયા હતા; હિરોશિમામાં વપરાતી ભૂખરી માટીની લાદીની સપાટી (જેનું પીગલબિંદુ ૧૩૦૦ ડીગ્રી છે તે) ૬૦૦ વારના અંતરે ઓગળી ગઈ હતી. આ અને બીજી રાખ તથા પીગળી ગયેલા પદાર્થો તપાસીને તેઓ એવા અનુમાન પર આવ્યા કે મધ્યની જમીન પર બૉમ્બની ગરમી ૬૦૦૦ ડીગ્રી જેટલી હોવી જોઇએ. મધ્યથી ૩૩,૦૦૦ વાર દૂર આવેલા તાકાસુ પરા સુધીની ગટરનળી તથા છાપરા પરના ઘસીને કાઢેલાં અણુતત્ત્વો વગેરે વિકરણના માપ દ્વારા તેમને અણુબૉમ્બની પ્રકૃતિ વિશે ઘણી મહત્ત્વની હકીકતો જાણવા મળી. જનરલ મેકઆર્થરના મથકે જાપાનનાં વૈજ્ઞાનિક પ્રકાશનોમાંથી આ બૉમ્બનો નિર્દેશ સર્વથા રદ કરાવ્યો; પરન્તુ આ વૈજ્ઞાનિકોની ગણતરીનું જ્ઞાન જપાનના પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ, દાક્તરો, રસાયણશાસ્ત્રીઓ, અખબારનવેશો, પ્રોફેસરો તથા બાકી રહેલા રાજપુરુષો અને લશ્કરી માણસોમાં ફેલાયા વગર ન રહ્યું. અમેરિકન પ્રજાને જાણ થઈ તે અગાઉ જપાનના ઘણા વૈજ્ઞાનિકો અને અવૈજ્ઞાનિકો જાણતા હતા કે હિરોશિમા

પર યુરેનિયમ બૉમ્બ તથા નાગાસાકી પર તેથી વધુ શક્તિશાળી પ્લુટોનિયમ બૉમ્બ ફેંકાયો હતો. આનાથી દશ ગણો, કદાચ વીસગણો બૉમ્બ બનાવી શકાય, તે પણ તેઓ જાણતા હતા. હિરોશિમા પર કેટલી ઊંચાઇએથી આ બૉમ્બ ફેંકાયો અને તેમાં કેટલું યુરેનિયમ વપરાયું તેનો પણ માહિતી હોવાનું તેઓ માનતા હતા તેમણે આ બધા પરથી એવી ગણતરી કરી કે હિરોશિમા પર જે જાતનો બૉમ્બ ફેંકાયો હતો તેની વિકિરણમાંદગીથી એક માણસને બચાવવો હોય તો ૫૦ ઇંચ જાડા કૉન્ક્રીટનું આશ્રયસ્થાન બનાવવું જોઇએ આ વિગતો યુ એસ એ.માં પ્રગટ થઇ શકતી નહોતી, પણ જાપાનમાં તેને નાનાં નાનાં પુસ્તકોમાં છાપીને સંઘરવામાં આવી હતી. અમેરિકનોને તેની હસ્તીનો ખ્યાલ આવ્યો હતો. પરન્તુ તે ખોટા હાથોમાં ન જાય તે જ જોવા માટે જાપાનમાં એક મોટું પોલીસ દળ ઊભું કરવું પડે તેમ હતું સરવાળે, વિજેતાઓ અણુબૉમ્બના રહસ્યના પ્રકાશન પર અંકુશ રાખતા હતા તે જોઇ જપાની વૈજ્ઞાનિકોને રમૂજ આવતી

૧૯૪૬ના ફેબ્રુઆરીમાં મિસ સસાકીના એક મિત્રે ફાધર ક્લીનસૉર્જને ઇસ્પિતાલમાં જઈ તેની મુલાકાત લેવા વિનંતિ કરી સમાકી વિષાદમગ્ન અને અસ્વસ્થ રહેતી હતી જીવનમાં તેને જરાય રસ રહ્યો ન હોતો ફાધર ક્લીનસૉર્જ તેને એચાર વાર મળવા ગયા પ્રથમ મુલાકાતમા વાર્તાલાપ વિધિપુરતો, સામાન્ય, છતાં સમભાવપૂર્વકનો રહ્યો ફાધરે ધર્મનું નામ પણ ન લીધુ. મિસ સસાકીએ પોતે જ બીજી વાર તે વિશે પૂછ્યું તેને કોક કેથાલિક સાથે વાત થયેલી હોવી જોઇએ તેણે સીધેસીધુ જ પૂછ્યું: "તમારો દેવ જો આટલો

ભલો અને દયાળુ છે, તો પ્રજાને આટલી બધી કનડે છે શું કેના ?" તેના આ ઇશારામા તેના ગળી ગયેલા પગનો, બીજા દર્દીઓનો, તથા આખા હિરોશિમાનો નિર્દેશ હતો

ફાધર ક્લીનસોર્ગે જવાબ વાળ્યો "બહેન ! માણસ ઈશ્વરઇચ્છિત અવસ્થામા આજે રહ્યો નથી પાપને કારણે તે તેની કૃપામાથી નીચો ઊતરી ગયો છે " તેમણે આ બધાના કારણો સમજાવ્યા

કાબેનો એક સુથાર હિરોશિમામા લાકડાના ઝૂપડા બાધી મહિનાના પચાસ યેનના દરે ભાડે આપતો હતો, તે મિસિસ નાકામુરાના ધ્યાન પર આવ્યુ મિસિસ નાકામુરાએ ગૌન્ડ તથા યુદ્ધસમયની બીજી બચતોના પ્રમાણપત્રો ગુમાવ્યા હતા, પરન્તુ બૉમ્બ પડ્યો તે અગાઉ સારા નશીબે તેના નબર ઉતારી લીધા હતા આ યાદી સાથે તે કાબે ગઈ હતી એટલે જ્યારે બહાર નીકળી શકાય તેટલા વાળ સાથે આવ્યા કે તુરત જ તે હિરોશિમાની બૅકમા ગઇ ત્યાના કારકુને કહ્યુ કે આ નબરો તપાસ્યા પછી એક તરફથી તમને નાણા આપવામા આવશે પૈસા મળ્યા કે તુરત જ પેલા સુથારની એક ઝૂપડી તેમણે ભાડે રાખી અગાઉના તેના મકાનની સમીપે જ નોબોરી-ચોમા જ આ ઝૂપડી હતી તેની ભોંય ગદી હતી અને અદર અધારુ હતુ, છતા તે હિરોશિમામા જ હતી અને હવે વધુ વાર તેને સગાવહાલાની દયા પર આધાર રાખવાનો નહોતો, એટલે તેમને સતોષ હતો વસત દરમ્યાન તેણે નજીકનો કેટલોક ભગાર સાફ કરી શાકભાજી વાવ્યા વાસણોમા તે રાધતી તથા ભગાર નીચેથી વીણી આણેલ રકાબીઓમા જમતી તેણે જીસસ પાદરીઓએ

પુન: ઉઘાડેલી કિન્ડરગાર્ટન શાળામાં મ્યેકોને મોકલવા માંડી. બીજાં બે છોકરાં નોબોરી-ચોની પ્રાથમિક શાળામાં ગયાં. આ શાળા મકાનના અભાવે ખુલ્લામાં બેસતી. તોશિયોને પોતાની વીરમૂર્તિ હિડિયો ઓસાકીની માફક મીકેનીક થવું હતું. ભાવ એકદમ ઊંચા હતા. ઉનાળા સુધીમાં તો મિસિસ નાકામુરાની બધી બચત વપરાઈ ગઈ. ખોરાક મેળવવા તેણે કેટલાંક કપડાં પણ વેચ્યાં. તેની પાસે બોઘામાંનાં કેટલાંક કિમોનો હતાં. લડાઈ દરમ્યાન એક ચોરાઇ ગયું હતું, બીજું ટોકુયામામાં બોમ્બથી બધું ગુમાવનાર એક બહેનને આપ્યું હતું; હિરોશિમાના હુમલા દરમ્યાન બીજાં બે તેણે ગુમાવ્યાં. બાકી રહેલું એક તેણે વેચી માર્યું. તેના સો યેન ઊપજ્યા, અને આ રકમ લાંબો સમય ચાલી પણ નહિ. જૂનમાં હવે કેવી રીતે નિભાવવું તે વિશે સલાહ લેવા તે ફાધર કલીનસોર્જ પાસે ગઇ. ઑગસ્ટ સુધી તો તેમણે સૂચવેલા બે વિકલ્પો—કયાં તો કબ્જેદાર લશ્કરી દળમાં નોકરડી તરીકે જવુ, અથવા તો તેના કાટ ખાઇ ગયેલા સીવવાના સંચાને સમરાવવા ૫૦૦ યેન જેટલી રકમ સગાંવહાલાં પાસેથી ઉછીની લાવી, દરજીનો ધંધો શરૂ કરવો—તે વિચારતી હતી.

મિ. ટેનીમોટો શિકોકુથી પાછા ફર્યા અને યુશિઠામાં લાડ રાખેલ નુકસાની મકાનના છાપરા નીચે એક તંબૂ ઠોકયો. છાપરું હજી સૂતું હતું—તે છતાં ય અંદરના ભેજવાળા ઓરડામાં તે પ્રાર્થના કરાવતા. ફાધર કલીનસોર્જ સાથે તેમને સારી મૈત્રી થઈ તે આ પાદરીઓને વારંવાર મળવા જતા. તેમના દેવળની સંપત્તિની તેમને ઈર્ષા આવતી: એ પાદરીઓ ધારતા બધું તે કરી શકતા, જ્યારે મિ. ટેનીમોટો

પાસે પોતાની શક્તિ સિવાય બીજું કશું નહોતું. અને આ શક્તિ પણ પ્રથમના જેવી હવે રહી નહોતી.

હિરોશિમાના ખંડેરોમાં સૌથી પહેલું સ્થાયી મકાન જીસસ સોસાયટીએ બાંધ્યું. ફાધર ક્લીનસોર્જ ઇસ્પિતાલમાં હતા ત્યારે જ તેનો વિચાર તેમણે કર્યો હતો. જેવા તે પાછા આવ્યા કે તુરત જ તે એક ઝૂંપડીમાં રહેવા લાગી ગયા. મીશનમાં જોડાયલ બીજા પાદરી ફાધર લેડરમેન સાથે શહેરમાં સાતહજાર યેનથી વેચાતી ત્રણ બેરેકો તેમણે ખરીદી લીધી. એ બેરેક ભેગી કરી તેમણે એક સારું દેવળ બનાવી કાઢ્યું. ત્રીજામાં તે જમતા. સાધનો મળવા માંડ્યાં કે તુરત આગમાં નાશ પામેલા દેવળ જેવું જ ત્રણ મજલાનું મકાન બાંધવા કૉન્ટ્રેક્ટરને બોલાવ્યો. આંગણામાં સુથારો લાકડું વહેરવા બેસી ગયા. ત્રણ દિવસમાં એકેય ખીલી વગરના આ બધા ભાગોને સાંધીને તેમણે મકાન ઊભું કરી દીધું. ડૉ. ફુજીએ સૂચવ્યા પ્રમાણે, સાવચેત રહેવાનું અને બપોરના આરામ લેવાનું ફાધર ક્લીનસોર્જને કઠણ લાગતું હતું. તે રોજ પગે ચાલીને જાપાની કૅથોલિકોને તથા ભાવિ સભ્યોને મળવા જતા હતા. દિવસો જતાં, તેમને વધારે ને વધારે થાક ચઢવા લાગ્યો. જૂનમાં હિરોશિમાના 'ચુગોકુ'માં તેમણે એક લેખ વાંચ્યો, તેમાં બચી ગયેલાઓને વધારે કામ નહિ કરવાની ચેતવણી આપવામાં આવી હતી પણ તે શું કરી શકે? જુલાઈમાં તો તે ખૂબ થાકી ગયા; અને ઑગસ્ટમાં, બૉમ્બ પડ્યાની લગભગ સંવત્સરીને દિવસે જ, મહિનાનો આરામ લેવા તે ટોકિયો ઇસ્પિતાલમાં પાછા ફર્યા.

જીવન વિશેના મિસ સસાકીના સવાલોનો ફાધર ક્લીન-

સોજે આપેલા જવાબો અંતિમ સત્યરૂપે હતા કે નહિ તે તો કોણ જાણે, પણ તેને તો તેમાથી શારીરિક શક્તિ અવશ્ય મળવા લાગી દા સસાકીએ તે જોયું, અને ફાધર કલીન સૉર્જને તે માટે ધન્યવાદ આપ્યા એપ્રિલની ૧૫મી સુધીમા તો તેનો શરીરતાપ તથા સફેદ કોષની ગણતરી સમસાધારણ થઈ ગયા. ઘાનો ચેપ પણ ઘટવા લાગ્યો વીસમીએ તો જરા જેટલું પણ પરૂ ન રહ્યું અને પ્રથમવાર જ ટેકા સાથે તે પડાળીમાં બહાર નીકળી પાચ દિવસ પછી ઘા રુઝાવા લાગ્યો અને મહિનાની છેલ્લી તારીખે તેને ઇસ્પિતાલમાથી રજા આપવામાં આવી.

પહેલા ઉનાળે ખ્રિસ્તી થવાની તેણે તૈયારી કરવા માડી આ અરસામા અનેક ચડતીપડતી તેણે અનુભવી તેનો વિષાદ ઊંડો હતો જીવનભર લંગડા જ રહેવાનું છે, તેની તેને જાણ હતી ભાવિ પતિ કોઈ દિવસ એને મળવા આવ્યો નહોતો. કોઇની ટેકરી પરના ઘરમા બેઠા બેઠાં માબાપ અને ભાઈ જ્યા માર્યા ગયા હતા તેવા શહેર પર દૃષ્ટિ દોડાવવા અને વાચવા સિવાય અન્ય તેને કશુ કરવાનું નહોતુ તેના જ્ઞાનતંતુઓ નબળા પડી ગયા હતા, અને એકાએક થતા જરા જેટલા અવાજથી તે તુરત ગળે હાથ લગાડી દેતી. પગ હજી પીડા દેતો હતો, તે વારંવાર ત્યા ચોળતી, અને આશ્વાસન આપતી હોય તેમ પંપાળતી

દા સસાકી અને રેડ ક્રોસ હૉસ્પિટલને સામાન્ય રીત-રસમ પર આવતા છ મહિનાથી પણ વધારે સમય ગયો. શહેરમા વીજળિક બળ ન આવ્યું, ત્યા સુધી પાછલા વાડામા મૂકેલા જપાની લશ્કરી જનરેટરની સહાયથી તેમને ચલા-

વવું પડયું. ઑપરેશન ગેજ્નો, ઍક્સ–રે મશીનો, દંત–ખુરશીઓ વગેરે વસ્તુઓ બીજાં શહેરોમાંથી દાનરૂપે આવી. જાપાનમાં સંસ્થા કરતાં દેખાવ મહત્ત્વનો મનાય છે એટલે રેડ ક્રોસ ઇસ્પિતાલમાં તેનાં બધાં સાધનો આવી ગયાં તે અગાઉ ડાયરેક્ટરોએ પીળી ઇટનું નવું મકાન બાંધ્યું. આમ ઇસ્પિતાલનું મકાન હિરોશિમામાં સુંદરમાં સુંદર થઈ ગયું. પ્રથમ ચાર મહિનામાં દા. સસાકી સ્ટાફ પર એકલા જ સર્જન હતા, એટલે મકાન છોડી તે ભાગ્યે જ જઈ શકતા. ધીરેધીરે તેમણે પોતાના જીવનમાં રસ લેવા માંડયો. માર્ચમાં તેમણે લગ્ન કર્યાં. ગુમાવેલું કેટલુંક વજન તેમણે પાછું મેળવ્યું. પણ ભૂખ તો બરોબર ન જ ઊઘડી. ઍામ્બ પડયો તે અગાઉ તે ભાતના ચાર ગોળા એક જ ટંકે આપટી જતા, પરન્તુ હવે તો એથી જ પેટ ભરાઇ જતું. આખો દિવસ તે થાકેલા રહેતા. તે કહેતા: "પણ મારે એ જાણવું જોઇએ કે આખો સમાજ થાકી ગયેલો છે."

ઍામ્બ પડયા પછી એક વર્ષે મિસ સસાકી લંગડી હતી; મિસિસ નાકામુરા નિરાધાર હતી; ફાધર કલીનસોર્જને ઇસ્પિતાલમાં પાછા ફરવું પડયું; દા. સસાકી અગાઉ જેવું કામ કરવા શક્તિમાન નહોતા રહ્યા: જેને ભેગી કરતાં માટે વર્ષો ગયાં હતાં તેવી ત્રીસ ઓરડાવાળી ઇસ્પિતાલ ડૉ. ફુજી ગુમાવી બેઠા હતા, અને તેના પુનઃ બાંધકામના સંજોગો નહોતા; મિ. ટેનીમોટાનું દેવળ નાશ પામ્યું હતું, અને તેમનામાં પેલી અસાધારણ પ્રાણશક્તિ હવે રહી નહોતી. હિરોશિમાના ભાગ્યવંત એવાં આ છ માનવીઓના જીવન કદાપિ એકસરખાં નહિ રહે. અણુબૉમ્બના ઉપયોગ અને તેના અનુભવ વિશે તેમના

વિચારોમાં એકમતિ નહોતી. એક અનુભૂતિ તેમને સર્વસમાન હતી. વિમાનોના હુમલા પછી લંડનવાસીઓએ બ્લિટ્‌ઝ પછી જે સમાજભાવના બતાવી હતી, તે તેમણે પણ અનુભવી. આ ભયંકર આપત્તિનો સામનો કરવામાં તે અને તેમના સાથીઓ જે રીતે ઊભા રહ્યા, તેનો સહુને ગર્વ હતો સંવત્સરી અગાઉ એક અમેરિકનને મિ. ટૅનીમોટોએ લખેલા કાગળમાં આ લાગણી વ્યક્ત કરતા કેટલાક શબ્દો હતાઃ "પ્રથમ રાત્રીએ જ કેવું હૃદયવિદારક દૃશ્ય હતું! લગભગ મધ્ય-રાત્રીએ હું નદીકાંઠે ઊતર્યો. એટલા બધા ઘવાયલા માણસો જમીન પર પડ્યા હતા કે મારે કૂદી કૂદીને રસ્તો કાઢવો પડ્યો. 'માફ કરજો,' કહેતો હુ આગળ વધ્યો, અને મારી પાસેના વાસણમાંથી સહુને પાણી આપવા માંડ્યું. લોકો શરીરનો ઉપરનો ભાગ ધીરેથી ઊંચો કરી માથું નમાવી આ પાણી મૂંગા મૂંગા પી જતા, બાકીનો ભાગ ઢોળી દઈ પ્યાલો આભાર સાથે પરત કરતા અને કહેતાઃ 'હું મકાન નીચે દટાયેલી મારી બહેનને બચાવી ન શક્યો; કારણકે મારી આંખ પર સખ્ત ઘા પડ્યો હતો, અને ઘરને આગ લાગી હતી એટલે તેને બચાવીને દોડવાનું હતું. માંડમાંડ અમે નાઠાં છીએ જુઓ તોઃ મેં મારું ઘર ગુમાવ્યું, કુટુંબ ગુમાવ્યું. અને જાતે સખ્ત ઘવાઈને અહીં આવ્યો છુ. હવે જે બાકી રહ્યું છે તે વતનને ચરણે આ યુદ્ધ ખાને ભેટ ધરવાની ઇચ્છા છે' આમ તેમણે વચન આપ્યાં. સ્ત્રીઓ અને બાળકો પણ તેમ જ કરતાં. હું પણ ખૂબ થાકયો હોવાથી તેમની વચ્ચે જ પડ્યો પણ ઊંઘ ન આવી શકી. જેમને મેં પાણી પાયું હતું, તેમાંના ઘણાં સ્ત્રીપુરુષોને બીજે દિવસે

મેં મરેલાં જોયાં. પરન્તુ અજાયબીની વાત તો એ છે કે ખૂબ દુઃખ થતું હોવા છતાંય ધમાલમાં એક ચીસ સરખી પણ કોઇએ પાડી નહોતી. કશીય ફરિયાદ વગર દાંત ભિડાવીને તેમણે મૂંગા મૂંગા મૃત્યુને આવકાર્યું. અને બધુંય વતન માટે!

"હિરોશિમા યુનિવર્સિટીના સાહિત્ય તથા વિજ્ઞાનના અધ્યાપક અને દેવળના મારા સાથી સભ્ય ડૉ. વાઈ. હિરૈવા ટોકિયો યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા પોતાના દીકરા સાથે બે માળવાળા મકાનમાં દટાઇ ગયા હતા. ઉપરના ભારે દબાણને કારણે બન્ને જણા તસુ પણ ખસી શકે તેમ નહોતા, ત્યાં ઘરમાં આગ લાગી. દીકરાએ કહ્યું: 'બાપુ! દેશ માટે કુરબાની કરો. અગર બીજું કશું થઈ શકે તેમ નથી. ચાલો, આપણે શહેનશાહને બન્ઝાઇ[૧૧] ગાઈએ.' બાપે દીકરાનું અનુકરણ કર્યું. 'ટેનો–હૈકા, બન્ઝાઈ, બન્ઝાઇ!' પરિણામે, ડૉ હિરૈવા કહેતા હતા: 'બહુ નવાઈની વાત છે, પણ ટેનોને મેં બન્ઝાઇ ગાયા ત્યારે મારું અંતર શાંત, સ્પષ્ટ અને ખૂબ પ્રસન્ન થઈ ગયું.' પાછળથી છોકરો પ્રયત્ન કરીને બહાર આવ્યો, તેણે પિતાને પણ બહાર કાઢયા અને બન્ને બચી ગયા. આ દિવસના અનુભવનો વિચાર કરતા ડૉ. હિરૈવાએ પુનઃ કહ્યું: 'આપણે જપાનીઓ હોવાથી કેટલા નસીબદાર છીએ! શહેનશાહ માટે જાન કુરબાન કરવાનું નક્કી કર્યું ત્યારે પહેલી જ વાર આવો આનંદ મેં અનુભવ્યો.'

'હિરોશિમાની કન્યાશાળાની વિદ્યાર્થિની અને મારા સાથી સભ્યની દીકરી મિસ કાયેકો નોબુટોકી બહેનપણીઓ સાથે બુદ્ધમંદિરની ભારે વાડ આગળ આરામ લેતી હતી.

બૉમ્બ પડ્યો કે આ વાડ તેમના પર તૂટી. આ ભારે વાડ નીચે હલનચલન પણ કઠણ હતું. તેમાં તડમાંથી ધુમાડો અંદર આવ્યો અને સહુને મૂંઝારો થવા લાગ્યો. 'એક છોકરીએ કીમી ગાયોનું રાષ્ટ્રગીત ઉપાડ્યું'—સહુએ તેને ઝીલ્યું અને મોતને ભેટ્યાં. તેમાંના એકે તડ જોઈ, અને બહાર નીકળવા ભારે પ્રયત્ન કર્યો. જ્યારે રેડ ક્રોસ ઇસ્પિતાલમાં એને લાવવામાં આવી ત્યારે સહુએ ભેગાં થઇ રાષ્ટ્રગીત ગાયું ત્યાં સુધીનું સ્મરણ કરી તેણે બધાં કેવી રીતે મર્યાં તે કહ્યું. સહુની વય હતી માત્ર તેર વર્ષની!

"હિરોશિમાની પ્રજા વીરતાથી મરી—પોતાના ગજા માટે મરે છે તેમ માનીને"

હિરોશિમાની પ્રજાની સારી એવી સંખ્યા બૉમ્બના ઉપયોગના નીતિશાસ્ત્ર વિશે વત્તેઓછે અંશે બેધ્યાન હતી. આ વિશે વિચાર જ ન કરી શકે એટલી બધી ભયભીત તે કદાચ થઈ હશે આ બૉમ્બ કેવો હતો તે જાણવાની ચિંતા પણ બહુ જણે ન કરી. મિસિસ નાકામુરાનો ખ્યાલ લાક્ષણિક હતો. પૂછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ વાળ્યો: "અણુબૉમ્બ દિવાસળીની પેટીના માપનો છે. સૂર્ય કરતાં છ-હજાર ગણી તેમાં ગરમી હતી હવામાં તે ફાટ્યો. તેમાં થોડુંક રેડિયમ છે. તે કેવી રીતે કાર્ય કરે છે તે તો હું નથી જાણતી, પરન્તુ જ્યારે રેડિયમ ભેગું મૂકવામાં આવે છે ત્યારે તે ફાટે છે." બૉમ્બના ઉપયોગ વિશે તે કહે, "લડાઈ હતી એટલે આપણે આશા રાખવી જ રહી." અને પછી જપાની ભાષામાં બોલી: શીકાટા ગા નઈ—તે સિવાય છૂટકો જ નહિ "ઠીક, પણ શું ખરાબ." ડૉ ફ્જીએ બૉમ્બના ઉપયોગ વિશે પ્રાધર

ક્લીનસોર્જને એક સાંજે આવી જ મતલબનું જર્મન ભાષામાં કહ્યું: "આ વિશે કાંઈ થઈ શકે તેમ નથી"

છતાં ય હિરોશિમાના ઘણા નાગરિકોનો અમેરિકનો તરફનો ધિક્કાર ચાલુ રહ્યો કોઈ પણ રીતે તે ભૂંસાવાનું શક્ય ન હોતું. દા. સસાકીએ એકવાર કહ્યું: "ટોકિયોમાં યુદ્ધ ગુનેગારો સામે કામ ચાલવાનું છે. પણ મને એમ થાય છે કે, જેમણે આ બોમ્બ વાપર્યો તેમની સામે કામ ચલાવી તેમને ફાંસી દેવી જોઈએ."

પરદેશીઓ તરીકે જરા તટસ્થ દૃષ્ટિ ધારણ કરી શકે તેવા ફાધર ક્લીનસોર્જ અને બીજા જર્મન પાદરીઓ હતા તેઓ બોમ્બના નીતિશાસ્ત્રની વારંવાર ચર્ચા કરતા હુમલા-વેળાએ બહાર નાગાત્સુકા ખાતે રહી ગયેલા ફાધર સીમ્સે રોમમાં પોપને મોકલેલા અહેવાલમાં લખ્યું: "અમારામાંના કેટલાક બોમ્બને ઝેરી ગેસની કક્ષામાં મૂકે છે, અને તેથી નાગરિક પ્રજા પરના તેના ઉપયોગની વિરુદ્ધમાં છે. બીજા કેટલાક એવો મત ધરાવે છે કે જાપાનમાં ખેલાતા સમગ્ર યુદ્ધમાં શહેરીઓ અને લશ્કરીઓ વચ્ચે કશો ભેદ રહેતો નથી—અને તેથી સર્વનાશ અટકાવવા, જાપાનને શરણે થવાની ચેતવણી આપવા, રક્તપાત બંધ કરાવવા આ જ એક અસરકારક શક્તિ હતી એ વાત તો સાચી છે કે સમગ્ર યુદ્ધનો સિદ્ધાંત મંજૂર રાખનારા શહેરીઓ સામેના યુદ્ધ વિશે ફરિયાદ ન કરી શકે સાચી વાત તો એ છે કે આજના સ્વરૂપમાં, કોઈક હેતુ સધાતો હોય તો પણ સમગ્ર યુદ્ધ ન્યાયી છે કે કેમ તે જોવું જોઈએ ગમે તેવું શુભ થવાનું હોય તોપણ તેનાથી અનેકગણાં અનિષ્ટ પરિણામો ઉપજાવનારું આધ્યા-

ત્મિક અને ભૌતિક પાપ આમાંથી પેદા નથી થતું? આપણા નીતિકારો આનો સ્પષ્ટ જવાબ ક્યારે વાળશે?"

હિરોશિમા પરના હુમલાને દિવસે ત્યાં રહેલાં બાળકોના મન પર આ ખળભળાટની કેવી અસર થઈ છે તે કહેવું અશક્ય થઈ પડશે. વિનાશ પછીના મહિનાઓ તેમની સ્મરણપાટીએ એક આનંદી સાહસ સમા હતા. બૉમ્બ પડ્યો તે વેળાએ દશ વર્ષનો તોશિયો નાકામુરા આ અનુભવ વિશે પાછળથી મુક્તપણે અને ઉલ્લાસથી વાત કરી શકતો હતો. સંવત્સરીનાં થોડાંક અઠવાડિયાં અગાઉ તેણે પોતાની શાળા માટે એક વાસ્તવિક નિબંધ લખ્યો: "બૉમ્બ પડ્યો તેના આગલા દિવસે હું તરવા ગયો હતો. સવારના હું ચણા ખાતો હતો. મેં ઝળકારો જોયો. ઊછળીને મારી નાની બહેનની પથારી તરફ હું ફેંકાયો. અમે જ્યારે બચીને બહાર આવ્યાં ત્યારે ટ્રામ જેટલે દૂર જ હું જોઈ શકતો હતો. મારી બાએ અને મેં સામાન બાંધ્યો. દાઝેલાં અને લોહીનીગળતાં પડોશીઓ આસપાસ દોડતાં હતાં. હટાયાસાને મને તેની સાથે નાશી જવાનું કહ્યું મેં જવાબ વાળ્યો કે મારી બાની રાહ જોઉં છું અમે બગીચામાં ગયાં. ત્યાં વંટોળ આવ્યો. રાત્રે ગૅસની ટાંકી ફાટી અને નદીમાં મેં તેનું પ્રતિબિંબ જોયું. એક રાત અમે બગીચામાં રહ્યાં. બીજે દિવસે હું ટૈકો પુલ આગળ ગયો, ત્યાં કીકુકી અને મુરાકામી નામની બે બહેનપણીઓને હું મળ્યો એ બન્ને તેમની બાની રાહ જોતી હતી પરન્તુ કીકુકીની બાને ઇજા થઈ હતી અને મુરાકામીની મા તો બિચારી મૃત્યુ પામી હતી."

ફલીનસોર્જને એક સાંજે આવી જ મતલબનું જર્મન ભાષામાં કહ્યું: "આ વિશે કાંઈ થઈ શકે તેમ નથી."

છતાં ય હિરોશિમાના ઘણા નાગરિકોનો અમેરિકનો તરફનો ધિક્કાર ચાલુ રહ્યો કોઈ પણ રીતે તે ભૂંસાવાનું શકય ન હોતું. દા. સસાકીએ એકવાર કહ્યું: "ટોકિયોમાં યુદ્ધ ગુનેગારો સામે કામ ચાલવાનું છે. પણ મને એમ થાય છે કે, જેમણે આ બોમ્બ વાપર્યો તેમની સામે કામ ચલાવી તેમને ફાંસી દેવી જોઈએ."

પરદેશીઓ તરીકે જરા તટસ્થ દૃષ્ટિ ધારણ કરી શકે તેવા ફાધર ફલીનસોર્જ અને બીજા જર્મન પાદરીઓ હતા તેઓ બોમ્બના નીતિશાસ્ત્રની વારંવાર ચર્ચા કરતા હુમલા-વેળાએ બહાર નાગાત્સુકા ખાતે રહી ગયેલા ફાધર સીમ્સે રોમમાં પોપને મોકલેલા અહેવાલમાં લખ્યું: "અમારામાંના કેટલાક બોમ્બને ઝેરી ગેસની કક્ષામાં મૂકે છે, અને તેથી નાગરિક પ્રજા પરના તેના ઉપયોગની વિરુદ્ધમાં છે. બીજા કેટલાક એવો મત ધરાવે છે કે જાપાનમાં ખેલાતા સમગ્ર યુદ્ધમાં શહેરીઓ અને લશ્કરીઓ વચ્ચે કશો ભેદ રહેતો નથી—અને તેથી સર્વનાશ અટકાવવા, જાપાનને શરણે થવાની ચેતવણી આપવા, રક્તપાત બંધ કરાવવા આ જ એક અસરકારક શક્તિ હતી એ વાત તો સાચી છે કે સમગ્ર યુદ્ધનો સિદ્ધાંત મંજૂર રાખનારા શહેરીઓ સામેના યુદ્ધ વિશે ફરિયાદ ન કરી શકે સાચી વાત તો એ છે કે આજના સ્વરૂપમાં, કોઈ હેતુ સધાતો હોય તો પણ સમગ્ર યુદ્ધ ન્યાયી છે કે કેમ તે જોવું જોઈએ ગમે તેવું શુભ થવાનું હોય તોપણ તેનાથી અનેકગણાં અનિષ્ટ પરિણામો ઉપજાવનારું આધ્યા-

તિમક અને ભૌતિક પાપ આમાંથી પેદા નથી થતું ? આપણા નીતિકારો આનો સ્પષ્ટ જવાબ કયારે વાળશે ? ”

હિરોશિમા પરના હુમલાને દિવસે ત્યાં રહેલાં બાળકોના મન પર આ ખળભળાટની કેવી અસર થઈ છે તે કહેવું અશક્ય થઈ પડશે. વિનાશ પછીના મહિનાઓ તેમની સ્મરણુસપાટીએ એક આનંદી સાહસ સમા હતા. બોમ્બ પડ્યો તે વેળાએ દશ વર્ષનો તોશિયો નાકાસુરા આ અનુભવ વિશે પાછળથી મુક્તપણે અને ઉલ્લાસથી વાત કરી શકતો હતો. સંવત્સરીનાં થોડાંક અઠવાડિયાં અગાઉ તેણે પોતાની શાળા માટે એક વાસ્તવિક નિબંધ લખ્યોઃ “ બોમ્બ પડ્યો તેના આગલા દિવસે હું તરવા ગયો હતો. સવારના હું ચણા ખાતો હતો. મેં ઝબકારો જોયો. ઊછળીને મારી નાની બહેનની પથારી તરફ હું ફેંકાયો. અમે જયારે બચીને બહાર આવ્યાં ત્યારે ટ્રામ જેટલે દૂર જ હું જોઈ શકતો હતો. મારી બાએ અને મેં સામાન બાંધ્યો. દાઝેલાં અને લોહીનીગળતાં પડોશીઓ આસપાસ દોડતાં હતાં. હટાયાસાને મને તેની સાથે નાશી જવાનું કહ્યું. મેં જવાબ વાળ્યો કે મારી બાની રાહ જોઉં છું અમે બગીચામાં ગયાં. ત્યાં વંટોળ આવ્યો. રાત્રે ગૅસની ટાંકી ફાટી અને નદીમાં મેં તેનું પ્રતિબિંબ જોયું. એક રાત અમે બગીચામાં રહ્યાં. બીજે દિવસે હું ટૈકો પુલ આગળ ગયો, ત્યાં કીકુકી અને સુરાકામી નામની બે બહેનપણીઓને હું મળ્યો એ બન્ને તેમની બાની રાહ જોતી હતી. પરન્તુ કીકુકીની બાને ઈજા થઈ હતી અને સુરાકામીની મા તો બિચારી મૃત્યુ પામી હતી. ”

# નોંધ

૧ પાને ૬ પર **વાસરમેનની કસોટી**: દરદીને લોહી આપવું પડે તેને માટે અનુકૂળ લોહીની કસોટી–શોધકના નામ પરથી.

૨ પાને ૭ પર **બી–૨૯**: બોમ્બર વિમાનની એક જાત.

૩ પાને ૭ પર **બી–સાન**: 'સાન' એ જપાનીમાં આદર વ્યક્ત કરવા માટેનો શબ્દ છે. બી–૨૯ વિમાની હુમલાનો ભય કેટલો વ્યાપક અને પ્રબળ હતો તે આટલી નાનકડી વાત પરથી જણાશે.

૪ પાને ૧૨ પર **રાડાર**: રેડિયો લોકેશન–વિદ્યુતનાં મોજાંના પ્રતિઘોષથી આગળ આવતાં હવાઈ જહાજોની ખબર આપતી જોગવાઈ.

૫ પાને ૧૫ પર **આગ–શેરી**: ફાયર. લેઇન્સ–હવાઈ હુમલામાં બોમ્બ પડતાં આગ લાગે ત્યારે એને સ્થગિત કરવા માટેની એક જુક્તિ.

૬ પાને ૧૮ પર **ડાયાથર્મી**: વીજળીથી શેક આપવાની રીત.

૭ પાને ૩૭ પર **મોલોટોવ–ફૂલછાબ**: એક જાતનો રશિયન બોમ્બ જે ફૂટતાં તેમાંથી અનેક આગિયા બોમ્બ વરસતા.

૮ પાને ૪૭ પર **કિમોનો**: જપાનનું એક લાક્ષણિક અંગરખું.

૯ પાને ૧૧૪ પર **પ્લાસ્મા**: થીજવેલું વિશુદ્ધ લોહી ઘા વાગતાં લોહી વહી જાય ત્યારે લોહીનો જથ્થો ભરપૂર રાખવા અપાય છે.

૧૦ પાને ૧૧૬ પર **એનેસ્થેટિક**: વાઢકાપ સમયે સંવેદનને જડ બનાવતી દવા.

૧૧ પાને ૧૨૮ પર **બેન્ઝાઈ**: જપાની ગગનસૂત્ર.